# શ્રી લઘુદણ્ડકવિચાર



લેખક
'એક વિદ્યાર્થી'



પ્રકાશક :
શેઠ મદનજી જુઠાભાઈ
વેરાવળ ( કાઠિયાવાડ )

# પ્રસ્તાવના

પ્રાચીન ભારત અર્વાચિન ભારત કરતા ઘણે અંશે તદ્દન નિરાળા જ હતા પ્રાચીનકાળમાં વિદેશીઓના આક્રમણે થતાં હતાં છતા આ દેશની સામાજિક તેમજ રાજકીય પરિસ્થિતિ એવી વિષમ ન હતી, જેવી આજે છે આ કારણને લીધે તે વખતે આજકાલની માફક સાધનોની બહુલતા ન હોવા છતા પણ જીવનવૃત્તિ સંતોષપ્રદ હતી ધર્મ અને તત્ત્વજ્ઞાનની સાથે જીવનવૃત્તિનો ઘનિષ્ટ સબન્ધ છે

જ્યારે મનનું વલણ બાહ્ય આવશ્યકતાઓ તરફ વિશેષ હોય છે ત્યારે આધિભૌતિક વિકાસનું પ્રાધાન્ય થાય છે અને આથી ઊલટુ જ્યારે મનની ગતિ આત્મોન્મુખ થાય છે ત્યારે આધ્યાત્મિક વિકાસની પ્રધાનતા થાય છે

પ્રાચીન યુગમાં હિન્દુલોકોની મનોગતિ આધ્યાત્મિક વિષયો તરફ મુખ્ય હતી અને તેથી જ તેઓનુ બધુ સાહિત્ય મુખ્યત આધ્યાત્મિક વિષયોથી ભર્યું પડયુ છે અને એ જ કારણને લીધે કઠણ જીવનવૃત્તિવાળા આ વર્તમાનયુગમા પણ આર્યસન્તતિમાં જન્મથી જ કુળપરમ્પરાગત આધ્યાત્મિક ભાવો થોડે ઘણે અંશે વારસામાં ઊતરેલા જોવામા આવે છે

આધ્યાત્મિકભાવની પ્રધાનતાવાળા તે પ્રાચીનયુગના સાહિત્યની કોઈ પણ શાખાને જોશો તો માલુમ પડશે કે તેનું અંતિમ લક્ષ્ય તો મોક્ષપ્રાપ્તિ જ હશે એટલા માટે આત્મા, પુનર્જન્મ વગેરે આધ્યાત્મિક વિષયોનો થોડો ઘણો સંબંધ તેની સાથે અવશ્ય જોડાએલો હોય છે

જૈન, વૈદિક અને બૌદ્ધ સમ્પ્રદાયના સાહિત્યમાં આધ્યાત્મિક વિષયોનું જે વર્ણન છે તે પ્રાય એક સરખુ છે જો કે ભાષા અને વર્ણનશૈલીનો ભેદ અવશ્ય છે એક સમ્પ્રદાયમા કોઈ અમુક વિષયનું

વિશેષ અને પ્રધાન વર્ણન હોય છે તો બીજા સમ્પ્રદાયમા બીજા કોઈ વિષયનું વર્ણન હોય છે પણ આમ હોવા છતાં એટલુ તો નિશ્ચિત છે કે ઉક્ત ત્રણેય સમ્પ્રદાયોના સાહિત્યમા એવો કોઈક જ વિષય હશે કે જે એક બીજામાં ન્યૂનાધિક પ્રમાણમા મળતો ન હોય એટલા માટે સામ્પ્રદાયિક અભ્યાસીઓએ જાણી લેવુ જોઈએ કે તેઓ પોતાના સમ્પ્રદાયના સાહિત્યમાં જ કોઈ વિષયની પરિપૂર્ણતા માની ન બેસે જો તેઓએ કોઈ પણ વિષયનું વિસ્તૃત તેમ જ સ્પષ્ટ જ્ઞાનનુ સંપાદન કરવુ છે તો તેઓએ પોતાના અભીષ્ટ વિષયના સ્વસામ્પ્રદાયિક સાહિત્યનું અવલોકન કર્યા છતાં તે જ વિષયના પરસામ્પ્રદાયિક સાહિત્યના મન્તવ્યનો નિષ્પક્ષભાવે અભ્યાસ કરવો જોઈએ અને પછી બન્નેના સાહિત્યનાં વર્ણન અને મન્તવ્યોમા કેટલી સમતા કે વિષમતા છે એ વાતનો વિચાર કરવો જોઈએ 'અમારા સિવાયના બીજાના સમ્પ્રદાયના સાહિત્યમા અમુક વિષયનું વર્ણન નથી અથવા છે તો અધુરુ છે' ઈત્યાદિ કથનને જ્યાંસુધી જુદા જુદા સમ્પ્રદાયોનું સાહિત્ય પણ યોગ્યતાપૂર્વક દેખવામા ન આવે ત્યાસુધી કેવળ તેને કદાગ્રહનું જ પરિણામ સમજવુ જોઈએ 'આપણા જ સમ્પ્રદાયના સાહિત્યમાં બધુય છે અને બીજાઓના સાહિત્યમાં કાંઈ નથી.' આ કદાગ્રહને કારણે ભિન્ન સમ્પ્રદાયના સાહિત્યને જોવાની અભિરુચિ આપણામાંથી ચાલી જાય છે એટલુ જ નહિ પણ એક બીજાના પ્રતિ હોવો જોઈતો આ રભાવ પણ ચાલ્યો જાય છે અને તેને બદલે ઘણું કરીને બધા સમ્પ્રદાયવાળાઓમાં પરસ્પર દ્વેષભાવ પેદા થઈ જાય છે આ સામ્પ્રદાયિક અભિનિવેશને કારણે વૈદિક વિદ્વાનોમાથી કેટલાક જ વિદ્વાનો જૈનસાહિત્ય તેમજ બૌદ્ધસાહિત્યમાંથી લાભ મેળવી જ્ઞાનવૃદ્ધિ કરે છે આવી જ મનોદશા જૈન વિદ્વાનો અને બૌદ્ધ વિદ્વાનોની છે

પ્રસ્તુત ગ્રન્થમા શરીરધારી આત્માઓનું વર્ણન છે શરીરધારી આત્મામા પશુ પક્ષી વગેરે તિર્યંચ પ્રાણીઓ અને મનુષ્ય એ બે વર્ગો

આપણને પ્રત્યક્ષ છે જ્યારે નારક તથા દેવો કે જેઓનું વર્ણન વૈદિક બૌદ્ધ વગેરે ગ્રન્થોમાં પણ છે એ બે વર્ગો આપણને પરોક્ષ છે આ પ્રત્યક્ષ અને પરોક્ષ દેહધારી આત્માઓની સક્ષેપમાં ચાર શ્રેણિઓ છે, જે શાસ્રમા 'ચાર ગતિ'ના નામે પ્રસિદ્ધ છે પ્રસ્તુત પુસ્તકમા જે ચોવીશ દણ્ડકો વર્ણવવામાં આવ્યા છે તે આ ચાર ગતિઓનું જ વિસ્તારરૂપ છે મનુષ્યગતિનો એક મનુષ્ય દણ્ડક અને તિર્યંચગતિના પાચ સ્થાવર, ત્રણ વિકલેન્દ્રિય અને એક પચેન્દ્રિય એ નવ દણ્ડકો એમ કુલ દશ દણ્ડકો તો પ્રત્યક્ષગોચર છે એટલા માટે તે સંબધી આ ગ્રન્થમા જે વાતો કહેવામા આવી છે તે પ્રાય બધાને બુદ્ધિગમ્ય થઈ શકે એવી છે પરન્તુ નરકગતિનો એક દણ્ડક અને દેવગતિના તેર દણ્ડકો એમ ચૌદ દણ્ડકોના સબધમા કહેવામા આવેલી વાતો સ્થૂળ અનુભવથી બુદ્ધિગમ્ય થઈ શકતી નથી આને માટે શ્રદ્ધાની માત્રા જોઈએ અને શ્રદ્ધાની માત્રાને વધારવા તેમજ પુષ્ટ કરવા માટે યુક્તિપ્રયુક્તિ સિવાય તે વિષયને લગતા ભિન્ન ભિન્ન સમ્પ્રદાયના સાહિત્યનો પણ ઉપયોગ કરવો જોઈએ.

ઉપર લખવામા આવ્યુ છે કે નારક તથા દેવોનું વર્ણન જૈનેતર સાહિત્યમા પણ મળે છે ઉદાહરણાર્થ 'પાતજલ યોગદર્શન'ના ત્રીજા પાદના છવીશમા સૂત્ર (भुवनज्ञानं सूर्ये सयमात्) નું ભાષ્ય વાચવુ જોઈએ તેમા મનુષ્યલોકવર્તી જમ્બુદ્વીપ, લવણસમુદ્ર વગેરે દ્વીપ-સમુદ્રોની સિવાય નરકભૂમિ અને દેવભૂમિનું પણ વર્ણન છે તેમા ૭ નરકભૂમિઓ અને સાત દેવલોકોનું વર્ણન કરવામાં આવ્યુ છે પ્રત્યેક દેવલોકના દેવોની ભોજન વગેરેની ચર્ચા તથા આયુર્મર્યાદાનું પણ વર્ણન છે આવુ જ વર્ણન અનેક વૈદિક પુરાણો તથા બૌદ્ધ ગ્રન્થોમાં પણ મળે છે આ પ્રમાણે ભેદ પ્રભેદોની સંખ્યા અને સ્વરૂપના વિષયમા વર્ણનભેદ હોવા છતા પણ નરક અને દેવલોકના અસ્તિત્વના તત્ત્વો બધા આસ્તિક સાહિત્યમાં સમાનરૂપે મળી આવે છે

## સ્વ શ્રી મદનજી જુઠાભાઈ, વેગવળ



જન્મ સં ૧૯૨      મરણ સં ૧૯૮૭

# નિવેદન

---

પ્રસ્તુત પુસ્તક કેટલાક વર્ષો પહેલા આચાર્યશ્રી દેવેન્દ્રસૂરિકૃત 'શ્રી દણ્ડક વિચાર' નામે વેરાવળથી પ્રસિદ્ધ કરવામા આવેલું પણ એ પુસ્તકને નવી શૈલીએ શોધિતવર્ધિત કરવાનું ઉચિત સમજી આજે એનું રૂપાન્તર કરાવી માત્ર પૂજ્ય સ્વ પિતાશ્રીના સ્મરણાર્થે ભેટ સ્વરૂપ આપવા માટે પ્રસિદ્ધ કરવામા આવે છે જો કોઈ સાધુ, સાધ્વી, શ્રાવક કે શ્રાવિકાઓને આવશ્યકતા હોય તે માત્ર નીચે જ લખેલા સરનામે પત્ર લખી મગાવી શકે છે

નિવેદક

નેમીદાસ મદનજી

---

સરનામું નેમીદાસ મદનજી, સ્ટેશન રોડ,
વેરાવળ [ કાઠિયાવાડ ]

# અનુક્રમણિકા

श्री वीराय नम

# શ્રી લઘુદણ્ડકવિચાર

## [ દણ્ડ, દણ્ડકો અને દણ્ડકના દ્વારો વિષે સામાન્ય વિચાર ]

જૈનધર્મના મુખ્ય બે સિદ્ધાન્તો છે (૧) આત્મવાદ અને (૨) કર્મવાદ આત્મા અને કર્મનો ઘણો જ ગાઢ સંબંધ છે અને કર્મના આ ગાઢ સંબંધને લીધે પ્રાણીઓ અનેક પ્રકારની સાંસારિક દુઃખપરમ્પરાઓ સહ્યા કરે છે પ્રાણીઓ જે સુખદુઃખ વગેરેનો અનુભવ કરે છે તેનું મુખ્ય કારણ શુભાશુભ કર્મ છે

કર્મ એટલે માનસિક, વાચિક અને કાયિક શુભાશુભ વ્યાપાર પ્રાણીઓ મનથી, વચનથી અને કાયાથી શુભાશુભ પ્રવૃત્તિઓ કરે છે અને એ પ્રવૃત્તિ અનુસાર તેના શુભાશુભ ફળ – સુખદુઃખનો અનુભવ કરે છે

આ રીતે સંસારમાં કોઈ ગરીબ તો કોઈ તવંગર, કોઈ દુઃખી તો કોઈ સુખી, કોઇ રાજા તો કોઈ રંક વગેરે જે સંસારની વિચિત્રતા જણાય છે તેનું મુખ્ય કારણ માત્ર કર્મ છે

## (૧)
## દણ્ડવિચાર

શાસ્ત્રકારો કર્મનો 'દણ્ડ' શબ્દથી પણ વ્યવહાર કરે છે કારણ કે પ્રાણીઓ માનસિક, વાચિક અને કાયિક કર્મ દણ્ડથી જ દણ્ડાય છે અને ફલત જુદી જુદી યોનિઓમા ભમે છે

કર્મનો મોટો દણ્ડ' સસારની જજાળમાથી મુક્ત ન થવા દેવું એ છે સસારમા રહી અનેક પ્રકારની આધિ, વ્યાધિ, ઉપાધિ, જન્મ, જરા, મરણ વગેરે અનેક દુખો ઉપજાવનારી અવસ્થાને પ્રાપ્ત થતા રહેવું અને એ અસહ્ય દુખો સહ્યા કરવા એ જ કર્મનો મોટો 'દણ્ડ' છે

આ કર્મનો 'દણ્ડ' દરેક પ્રાણીઓએ સહેવો જ પડે છે આ કર્મના અપરાધનો દણ્ડ સમભાવે સહ્યા વિના કોઈ પણ પ્રાણી સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ શકતો નથી શાસ્ત્રકારો તો ખુલ્લા શબ્દોમા કહે છે કે 'कडाण कम्माण न मोक्खो अत्थि' અર્થાત્ કરેલા કર્મોને ભોગવ્યા સિવાય છૂટકો નથી કરેલા કર્મોને ભોગવવા એ જ કર્મનો મોટો દણ્ડ છે એ આગળ કહેવામા આવ્યું છે

કર્મોના દ્વારો પ્રાણીઓને કેવી કેવી ગતિઓમા, કેવા કેવા દુખો સહેવા પડે છે અને ત્યા કેવી વહે થાય છે વગેરે આપણે ચોવીશ દણ્ડકો અને દણ્ડકોના દ્વારો વિષે વિચાર કરવાથી જાણી શકીશુ અને દણ્ડકોનુ સ્વરૂપ જાણવાથી કર્મોનું પરિણામ કેટલુ બધુ ભયકર હોય છે તેનું આપણને ભાન થશે અને ફલત કર્મોથી મુક્તિ મેળવવા માટે આપણે અહિસાદિ સદ્‌ગુણોનું આચરણ જીવનમા ઉતારવા પ્રયત્નશીલ થઇશુ

## (૨)
## દણ્ડકવિચાર

મનોદણ્ડ, વચનદણ્ડ અને કાયદણ્ડને લીધે પ્રાણીઓ નરકગતિ, તિર્યંચગતિ, મનુષ્યગતિ અને દેવગતિ એ ચાર ગતિઓમા ભમ્યા કરે છે અને સુખદુ ખનો ત્યા કડવો-મીઠો અનુભવ કરે છે આત્મા આ કર્મદણ્ડની સજાથી ત્યારે જ મુક્ત થાય જ્યારે તે માનસિક, વાચિક અને કાયિક વ્યાપાર છોડી દે અને કર્મપ્રવૃત્તિમાથી નિવૃત્ત થાય, પણ જ્યાસુધી એ શુભાશુભ કર્મની પ્રવૃત્તિઓમા રચ્યોપચ્યો રહે છે ત્યાસુધી તે કર્મવિપાકને લીધે ચાર ગતિ, ચોવીશ દણ્ડકો અને ચોરાશી લાખ જીવયોનિ-જીવોત્પત્તિસ્થાનો-મા ભમ્યા કરે છે અને ત્યા આધિ, વ્યાધિ, ઉપાધિ, જન્મ, જરા અને મરણ વગેરે દુ ખપરમ્પરાથી પીડાય છે

'દણ્ડક'નો સામાન્ય અર્થ 'મન, વચન અને કાયાના ત્રિવિધ યોગથી દણ્ડિત-ધર્મભ્રષ્ટ થએલા આત્માને કર્મદણ્ડ ભોગવવાના સ્થાનો' એવો થાય છે

સંક્ષેપમા નરકગતિ, તિર્યંચગતિ, મનુષ્યગતિ અને દેવગતિ એ ચાર જ દણ્ડકો છે જો આ ચ ર ગતિનો થોડો વિસ્તાર કરીએ તો દણ્ડકો ચોવીશ થાય છે

પૂર્વાચાર્યોએ ચાર ગતિના એ ચોવીશ દણ્ડકો નીચેની ગાથામા આ પ્રમાણે વિસ્તાર્યા છે —

> नेरइआ असुराइ, पुढवाई बेन्दियादओ चेव ।
> गब्भयतिरियमणुस्सा, व तरजोइसियवेमाणी ॥

सं० छाया–नैरयिका असुरादय पृथिव्यादयो द्वीन्द्रियादयश्चैव ।
गर्भजतिर्यङ्मनुष्या व्य तरज्योतिषिकवैमानिका ॥

અર્થાત્—(૧) નારક (૧૦) અસુરકુમાર આદિ ભવનપતિઓ (૫) પૃથ્વીકાય આદિ સ્થાવરો, (૩) દ્વીન્દ્રિય આદિ વિકલેન્દ્રિયો, (૧) ગર્ભજ તિર્યંચ (૧) ગર્ભજ મનુષ્ય (૧) વ્યન્તર, (૧) જ્યોતિષ્ક અને (૧) વૈમાનિક આ પ્રમાણે કુલ ચોવીશ દણ્ડકો છે

આ ચોવીશ દણ્ડકોનું સંક્ષિપ્ત સ્વરૂપ નીચે પ્રમાણે જાણવું —

[૧] નારક-દણ્ડક વિષે વિચાર

જે સ્થાનમા અશુભકર્મના ઉદયવાળા જીવો પેદા થાય છે તે સ્થાન 'નરક' કહેવાય છે નરકના પૃથ્વીના ભેદથી સાત ભેદ છે આ સાત પ્રકારના નરકોમાં પેદા થનારા જીવો 'નારક' કહેવાય છે આ નારક જીવોની અવસ્થા સમાન હોવાથી તે નારકોનો એક જ દણ્ડક ગણવામા આવ્યો છે

નરકની નીચે લખેલી સાત પૃથ્વીઓ છે —

(૧) રત્નપ્રભા, (૨) શર્કરાપ્રભા, (૩) વાલુકાપ્રભા, (૪) પંકપ્રભા (૫) ધૂમપ્રભા (૬) તમ પ્રભા (૭) તમસ્તમપ્રભા.

ઉપર લખેલા નામો બધા સાર્થક છે અર્થાત્ જે પૃથ્વીમાં રત્નોની અધિકતા હોય તે 'રત્નપ્રભા' એવી જ રીતે જ્યા શર્કરા એટલે કાંકરાની અધિકતા હોય તે 'શર્કરાપ્રભા' વાલુકા-રેતીની જ્યા અધિકતા હોય તે 'વાલુકાપ્રભા', જ્યાં પંક-કીચડની અધિકતા હોય તે 'પંકપ્રભા', જ્યાં ધૂમ-ધૂમાડાની અધિકતા હોય તે 'ધૂમપ્રભા', જ્યા અંધકારની અધિકતા હોય તે 'તમ પ્રભા' અને જ્યા અધિકતર અંધકાર હોય તે 'તમસ્તમ પ્રભા' કહેવાય છે

આ સાતેય નરક-પૃથ્વીઓના રૂઢ અર્થાત્ અર્થશૂન્ય નામો નીચે લખ્યા પ્રમાણે પણ શાસ્ત્રમા પ્રસિદ્ધ છે —

(૧) ઘમ્મા (૨) વશા (૩) શીલા (૪) અંજના, (૫) રિષ્ટા (૬) મઘા અને (૭) માઘવતી

[૧૬-૨૬] પાચ સ્થાવરોના પાચ દણ્ડકો વિષે વિચાર

જે જીવો પોતાની મેળે અર્થાત્ બીજાઓના સહકાર વિના એક જગ્યાએથી બીજી જગ્યાએ જઈ શકતા નથી તે સ્થાવર જીવો કહેવાય છે સ્થાવર જીવોનો સામાન્ય અર્થ 'સ્થિર રહેનારા જીવો', એવો થાય છે

આ સ્થાવર જીવોની પાચ નિકાયો (જાતિઓ) છે —

(૧) પૃથ્વીકાય (૨) અપકાય, (૩) તેજસ્કાય (૪) વાયુકાય અને (૫) વનસ્પતિકાય.

આ પાચ નિકાયોના શાસ્ત્રીય નામો નીચે પ્રમાણે છે —

(૧) ઇંદિથાવરકાય, (૨) બભીથાવરકાય, (૩) સપીથાવરકાય (૪) સુમતિથાવરકાય (૫) પયાવચથાવરકાય

આ પાચ સ્થાવર જીવોના પાંચ દણ્ડકો છે

આ સ્થાવર જીવોને સ્પર્શેન્દ્રિય નામની એક જ ઇન્દ્રિય હોય છે આ પૃથ્વીકાય આદિ પાચ સ્થાવર નિકાયના જીવોના સૂક્ષ્મ અને બાદર એવા બે પ્રધાન ભાગો છે સૂક્ષ્મ જીવો લોકના બધા ભાગોમા રહેના છે ને સૂક્ષ્મ જીવો ખૂબ જ સૂક્ષ્મ હોવાથી આપણી ચર્મ ચક્ષુઓથી દ્રષ્ટિગોચર થના નથી અને તેથી તે જીવો છેદી ભેદી કે કે જલાવી શકાતા નથી જ્યારે બાદર (સ્થૂળ) જીવો જીવલોકના ખાસ ખાસ સ્થાનોમા જ રહે છે અર્થાત્ ઉર્ધ્વ, મધ્યમ અને અધો ભાગમા હોવા છતાં પણ તેના પ્રત્યેક પ્રદેશમા હોતાં નથી. આ સ્થૂળ જીવો છેદી ભેદી શકાય એવા હોય છે અને આ સ્થૂળ જીવોમાંના પ્રત્યેક વનસ્પતિકાયના જીવો સિવાયના બધા બાદર (સ્થૂળ) સ્થાવર જીવો સમુદાયરૂપમાં જ આપણી ચર્મચક્ષુઓથી દેખી શકાય છે પ્રત્યેક વનસ્પતિકાયનું તો એક એક શરીર પણ આપણી આંખે દેખી શકીએ છીએ.

[૧૬-૧૮] ત્રણ વિકલેન્દ્રિયના ત્રણ દણ્ડકો વિષે વિચાર

જે જીવોને એક ઇન્દ્રિયથી વધારે ઇન્દ્રિયો હોવા છતા પૂર્ણ અર્થાત્ પાચ ઇન્દ્રિયો નથી તે જીવો 'વિકલેન્દ્રિય જીવો' કહેવાય છે વિકલેન્દ્રિયના દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિય એવા ત્રણ વિભાગો છે, તેજ વિકલેન્દ્રિયના ત્રણ દણ્ડકો છે બધા વિકલેન્દ્રિય જીવો ત્રસ અર્થાત્ પોતાની જ ઇચ્છાથી એક જગ્યાએથી બીજી જગ્યાએ જઈ શકે છે વિકલેન્દ્રિય જીવો મધ્યમ લોકમાં જ હોય છે

[૧૯-૨૦] ગર્ભજ તિર્યંચના એક દણ્ડક વિષે વિચાર

જે તિર્યંચ (પશુ-પંખી વગેરે જીવો) પાંચ ઇન્દ્રિયવાળા અને ગર્ભથી પેદા થએલા હોય છે, તે 'ગર્ભજ તિર્યંચ' કહેવાય છે ગર્ભજ તિર્યંચોનો એકજ દણ્ડક ગણવામા આવ્યો છે

આ ગર્ભજ તિર્યંચોના નીચે લખેલા પાચ વિભાગો છે—

(૧) જલચર—પાણીમા વિચરનારા તે મચ્છ, કચ્છ, મગર વગેરે જીવો
(૨) સ્થલચર—પૃથ્વી ઉપર ચાલનારા તે ગાય, ભેંશ વગેરે જીવો
(૩) ઉરપર—ઉર એટલે પેટ ઉપર ચાલનારા તે સર્પ વગેરે જીવો
(૪) ભુજપર—ભુજાએ ચાલનારા તે નોળીઆ કાકીડા વગેરે જીવો
(૫) ખેચર—ખ એટલે આકાશમા વિચરનારા તે પોપટ, મોર વગેરે પક્ષી જીવો

આ બધા જીવો સ્વભાવત મનુષ્યની માફક સીધા ચાલતા નથી પણ તિર્યક્-તિરછા ચાલે છે એટલે તે બધા જીવો તિર્યંચ કહેવાય છે જો કે ગર્ભજ તિર્યંચની સિવાય સમૂર્ચ્છિમ જાતિના-ગર્ભ વિના પેદા થનારા-તિર્યંચ જીવો હોય છે પણ તે સમૂર્ચ્છિમ જીવોનો ગર્ભજ તિર્યંચ જીવોના વર્ણનમા સમાવેશ થતો હોવાને લીધે તેનો જુદો દણ્ડક ગણવામા આવ્યો નથી આજ પ્રમાણે સમૂર્ચ્છિમ મનુષ્યોના દણ્ડકના વિષયમાં કહી શકાય

[૨૦-૨૧] ગર્ભજ મનુષ્યના એક દણ્ડક વિષે વિચાર

ગર્ભથી પેદા થનારા મનુષ્યો 'ગર્ભજ મનુષ્ય' કહેવાય છે ગર્ભજ મનુષ્યનો એક જ દણ્ડક ગણવામાં આવે છે

ક્ષેત્રભેદથી મનુષ્યોના અનેક ભેદો છે પણ તેના મુખ્ય ચા વિભાગો આ પ્રમાણે પાડી શકાય —

(૧) કર્મભૂમિના મનુષ્યો
(૨) અકર્મભૂમિના મનુષ્યો
(૩) અંતરદ્વીપના મનુષ્યો
(૪) સમૂર્ચ્છિમ મનુષ્યો

આ ચાર વિભાગોનું સંક્ષિપ્ત વર્ણન નીચે પ્રમાણે જાણવુ —

(૧) કર્મભૂમિના મનુષ્યો

જે ભૂમિમાં મનુષ્યો અસિ મસિ, અને કૃષિ એટલે તલવાર, કલમ અને ખેતીવાડીથી આજીવિકા ચલાવવાનો કર્મવ્યાપાર કરતા હોય તે 'કર્મભૂમિ' કહેવાય છે આ કર્મભૂમિમાં વસનારા મનુષ્યો કર્મભૂમિના મનુષ્યો' તરીકે ઓળખાય છે

કર્મભૂમિઓના નીચે લખેલા ૫૬ર વિભાગો છે —

(૫) ભરત, (૫) ઐરવત અને (૫) મહાવિદેહ

આ કર્મભૂમિઓનું વિસ્તારક્ષેત્ર ખૂબ જ ફેલાએલુ છે તેમાં (૧) ભરત, (૧) ઐરવત અને (૧) મહાવિદેહ એ ત્રણ એક લાખ યોજનવાળા જમ્બુદ્વીપમા આવેલા છે

- "આ જમ્બુદ્વીપને ફરતો બે લાખ યોજનનો લવણ સમુદ્ર છે અને એ સમુદ્રને ફરતો ચાર લાખ યોજનનો ધાતકીખંડ' નામનો દ્વીપ છે આ દ્વીપમા (૨) ભરત (૨) ઐરવત અને (૨) મહાવિદેહ

એમ ૬ કર્મભૂમિઓ આવેલી છે આ 'ધાતકીખંડને ફરતો આઠ લાખ યોજનનો 'કાલોદધિ' નામનો સમુદ્ર છે અને એ સમુદ્રને ફરતો આઠ લાખ યોજનનો 'અર્ધપુષ્કરાર્ધ' નામનો દ્વીપ છે આ દ્વીપમા પણ (૨) ભરત (૨) ઇરવત અને (૨) મહાવિદેહ નામની ૬ કર્મભૂમિઓ આવેલી છે આ પ્રમાણે કુલ ૧૫ કર્મભૂમિઓ છે

(૨) અકર્મભૂમિના મનુષ્યો

જે ભૂમિમા મનુષ્યોને અસિ, મસિ અને કૃષિનો આજીવિકા માટે કર્મ-વ્યાપાર કરવો પડતો નથી પણ જેમા 'કલ્પવૃક્ષ'થી મનો વાછિત ફળ મળી જાય છે તે ભૂમિ 'અકર્મભૂમિ' કહેવાય છે

અકર્મભૂમિઓના ત્રીસ વિભાગો નીચે પ્રમાણે છે —

(૫) હેમવય, (૫) હિરણ્યવય, (૫) હરિવાસ (૫) રમ્યકવાસ, (૫) દેવકુરુ, અને (૫) ઉત્તરકુરુ

આ ત્રીસ અકર્મભૂમિઓના ક્ષેત્રોમાં છ ક્ષેત્રો જમ્બુદ્વીપમા, બાર ક્ષેત્રો ધાતકીખંડમાં અને બાર ક્ષેત્રો અર્ધપુષ્કરાર્ધમા આવેલા છે આ પ્રમાણે ત્રીસ અકર્મભૂમિના ક્ષેત્રો છે ક્ષેત્રોમાં રહેનાર મનુષ્યો 'અકર્મભૂમિના મનુષ્યો' તરીકે ઓળખાય છે

(૩) અંતરદ્વીપના મનુષ્યો

અંતરદ્વીપ એટલે દ્વીપ નહિ પણ જમીનનો અમુક ભાગ જે પાણી ઉપર રહેલો હોય તે 'અંતરદ્વીપ' કહેવાય છે 'લવણ' સમુદ્રના પાણી ઉપર આવો એક અંતરદ્વીપ આવેલો છે આ દ્વીપના કુલ ૫૬ પ્રસ્તર કે દાઢા છે અને એ ૫૬ અંતરદ્વીપના પ્રસ્તર-દાઢા ઉપર જે મનુષ્યો રહે છે તે 'અંતરદ્વીપના મનુષ્યો' તરીકે ઓળખાય છે આ અંતરદ્વીપનું વર્ણન અત્રે સંક્ષેપમાં કર્યું છે

(४) સમૂર્છિમ મનુષ્યો

જે મનુષ્યો મળમૂત્ર વગેરે અશુચિમાં પેદા થાય છે તે 'સંમૂર્છિમ મનુષ્યો' કહેવાય છે શાસ્ત્રકારોએ સંમૂર્છિમ મનુષ્યોના ઉત્પન્ન થવાના ચૌદ અશુચિસ્થાનો વર્ણવ્યા છે તે નીચે પ્રમાણે જાણવાં —

(१) उच्चारेसु— મળમાં પેદા થનારા સંમૂર્છિમ મનુષ્યો
(२) पासवणेसु—મૂત્રમાં ,, ,, ,,
(३) खेलेसु—બળખામાં ,, ,, ,,
(४) सघाणेसु—નાકના મેલમાં ,,
(५) वन्तेसु—વમન-ઊલટીમાં
(६) पित्तेसु—પિત્તમાં ,, ,,
(७) पुएसु—પરૂમાં ,, ,, ,,
(८) सोणिएसु—લોહી નોહીમાં ,, ,,
(९) सुक्केसु—શુક્ર-વીર્યમાં
(१०) सुक्कपुग्गलपरिसाडिएसु—શુષ્ક થઈ ગએલા વીર્યના પુદ્ગલો ફરી ભીના થાય ત્યારે તેમાં પેદા થનારા સમૂર્છિમ મનુષ્યો
(११) विगयजीवकलेवरेसु—મૃતક જીવના કલેવરમાં ,, ,,
(१२) इत्थिपुरिससजोगसु—સ્ત્રીપુરુષના સંયોગમાં ,, ,,
(१३) नगरनिधमणसु—નગરની ગટરો વગેરેમાં ,,
(१४) सव्वअसुइट्ठाणसु—દરેક અશુચિસ્થાનોમાં ,, ,, ,,

આ પ્રમાણે સમૂર્છિમ મનુષ્યોના પેદા થનારા ચૌદ અશુચિ સ્થાનો છે

ઉપર જણાવેલા કર્મભૂમિ અકર્મભૂમિ અન્તરદ્વીપ તેમજ સમૂર્છિમ વગેરેના મનુષ્યોનો એક જ દણ્ડક ગણવામાં આવ્યો છે

[૨૧-૨૨] વ્યન્તર દેવોના એક દણ્ડક વિષે વિચાર

આ વ્યન્તર દેવો એક પ્રકારના દેવો છે તેઓ પહેલી નરકના સૌથી ઉપરના એક હજાર યોજન પરિમિત ભાગમા રહે છે આ વ્યન્તર જાતિના દેવોની કુલ સોળ જાતિઓ છે તે નીચે પ્રમાણે જાણવી —

(૧) પિશાચ, (૨) ભૂત, (૩) યક્ષ, (૪) રાક્ષસ, (૫) કિંનર, (૬) કિંપુરુષ, (૭) મહોરગ, (૮) ગન્ધર્વ, (૯) આણુપન્ને (૧૦) પ્રાણુપન્ને (૧૧) ઇસિવાઈ, (૧૨) ભૂઇવાઈ (૧૩) કંદિય, (૧૪) મહાકંદિય (૧૫) કોહંડ, (૧૬) પયગદેવ

આ વ્યન્તર દેવોમાં દશ જાતિના જૃંભક દેવોનો પણ સમાવેશ થાય છે

આ ૧૬ જાતિના વ્યન્તર દેવોનો એક જ દણ્ડક ગણવામા આવ્યો છે

[૨૨-૨૩] જ્યોતિષ્ક દેવોના એક દણ્ડક વિષે વિચાર

(૧) ચન્દ્ર, (૨) સૂર્ય (૩) ગ્રહ, (૪) નક્ષત્ર અને (૫) તારા

આ પાચ પ્રકારના જ્યોતિષ્કો એક પ્રકારના દેવો જ છે અઢી દ્વીપમા જે જ્યોતિષ્કો છે તે ચર છે કારણકે તેમના વિમાન ફરે છે અને અઢીદ્વીપની બહારના જ્યોતિષ્કોના વિમાનો ફરતા નથી અર્થાત્ અચર-સ્થિર રહે છે એટલે ત્યાંના જ્યોતિષ્કો સ્થિર કહેવાય છે બધા જ્યોતિષ્કો મધ્યલોકમા જ છે

આ ચર-અચર જ્યોતિષ્ક દેવોનો એક જ દણ્ડક ગણવામા આવ્યો છે

[૨૩-૨૪] વૈમાનિક દેવોના એક દણ્ડક વિષે વિચાર

જે દેવો, ભવનપતિ, વ્યન્તર અને જ્યોતિષ્કની અપેક્ષા વિશેષ પુણ્યશાળી અને ઉર્ધ્વલોકમા રહેલા વિમાનોમાં રહે છે તેઓ 'વૈમાનિક' કહેવાય છે આ વૈમાનિક દેવોમા કેટલાક દેવો એવા

હોય છે કે જેઆમાં પરસ્પર સ્વામી-સેવકનો સંબંધ હોય છે અને કેટલાક વૈમાનિક દેવોમા એવો સ્વામી-સેવકનો સંબધ હોતો નથી. અર્થાત્ બધામા સમાનભાવ હોય છે ઉચ્ચનીચના ભાવવાળા દેવો 'કલ્પોપન્ન દેવો' કહેવાય છે આ કલ્પોપન્ન દેવો તીર્થકર જેવા મહાપુરુષોના ગુણોથી આકર્ષિત થઈ મનુષ્યલોકમા પણ તેમની સેવા-પૂજા કરવા માટે આવે છે

આ કલ્પોપન્ન વૈમાનિક દેવોના સ્થાનભેદથી નીચે લખેલા બાર ભેદો છે —

(૧) સૌધર્મ, (૨) ઈશાન, (૩) સનત્કુમાર (૪) માહેન્દ્ર,
(૫) બ્રહ્મલોક (૬) લાન્તક (૭) મહાશુક્ર, (૮) સહસ્રાર
(૯) આનત, (૧૦) પ્રાણત (૧૧) આરણ (૧૨) અચ્યુત

'જે વૈમાનિક દેવોમાં ઉચ્ચ-નીચનો કે સ્વામી-સેવકનો ભાવ નથી તે કલ્પાતીત વૈમાનિક દેવો' કહેવાય છે આ કલ્પાતીત વૈમાનિક દેવોના ગ્રૈવેયક અને અનુત્તર એવા સ્થાનભેદથી બે ભેદ છે ગ્રૈવેયકના નવ અને અનુત્તરના પાંચ પ્રકાર છે તે નીચે પ્રમાણે જાણવા —

નવ ગ્રૈવેયકના શાસ્ત્રીય નામો —

(૧) ભદ્દે (૨) સુભદ્દે (૩) સુજાએ, (૪) સુમાણસે
(૫) પ્રિયદસણે (૬) સુદંસણે, (૭) આમોહે (૮) સુપડિબદ્ધે
(૯) જસોધરે

પાંચ અનુત્તર વિમાનનાં નામો —

(૧) વિજય (૨) વિજયંત, (૩) જયંત (૪) અપરાજિત (૫) સર્વાર્થસિદ્ધ

આ કલ્પાતીત વૈમાનિક દેવો મનુષ્ય લોકમા કોઈ દિવસ આવતા નથી

ત્રણ કિલ્બિષી અને લોકાંતિક દેવોનો સમાવેશ કલ્પોપન્ન દેવોના બાર સ્થાનોમા થાય છે

આ બધા વૈમાનિક દેવોનો એક જ દણ્ડક ગણવામા આ યો છે

* * * *

આ પ્રમાણે ચોવીશ દણ્ડકો છે જો આ ચોવીશ દણ્ડકોનો વિશેષ વિસ્તાર કરવામા આવે તો ચોરાશી લાખ જીવયોનિઓના પણ એટલા જ દણ્ડકો થઈ શકે આ રીતે જોતા તો પ્રાણીઓ કર્મદણ્ડથી દણ્ડાતા ચારગતિ, ચોવીશ દણ્ડકો અને ચોરાશી લાખ જીવયોનિઓમા ભમ્યા કરે છે અને તે યોનિઓમા અનેક પ્રકારની કર્મના દણ્ડસ્વરૂપ વેદના સહ્યા કરે છે

હવે આપણે એ ચોવીશ દણ્ડકોના ચોવીશ દ્વારો વિષે થોડો વિચાર કરીએ દણ્ડકોના દ્વારો એટલે એ 'ચોવીશ દણ્ડકોમા ચોવીશ પ્રકારે દણ્ડ-સજા મળે છે તેના સાધનો' આ સજામા કોઇ શારીરિક-સજા હોય છે, તો કોઇ માનસિક સજા હોય છે

શારીરિક-સજામા કોઇને અગો કે ઉપાગો વિકલ હોય તો કોઇને શરીર વાકુ, આડુ કે અવળુ હોય કે શરીરની ઊચાઇ ઓછીવત્તી હોય વગેરે શારીરિક-સજા કહી શકાય

માનસિક-સજાનો અર્થ સામાન્યત આપણે માન સિક-વિકાર સમજવો જોઈએ કષાય-ક્રોધ, માન, માયા, લોભ વગેરે આધ્યાત્મિક દોષોને માનસિક-વિકાર કે આધ્યા ત્મિક-વિકાર કહી શકાય

આત્માનુ મુખ્ય ધ્યેય આધ્યાત્મિક-વિકાસ સાધવાનુ છે પણ જો વિકાસ સાધવાને બદલે આધ્યાત્મિક-વિકાર જ વધવા પામે તો તેને એક પ્રકારની માનસિક-સજા જ સમજવી જોઈએ

## (૩)

## ચોવીશ દ્વારો વિષે વિચાર

શાસ્ત્રકારોએ ચોવીશ 'દ્વારો' નીચે પ્રમાણે વર્ણવ્યા છે —

सरीरोगाहणसंघयण संठाणकसाया तह हुन्ति सन्नाओ ।
लेसिंदियसमुग्घाए सन्नि वेए य पज्जत्ति ॥ १ ॥

दिठ्ठीदंसणनाणअनाणे जोगुवओगे तहा किमाहारे ।
उववायठिईसमुहाए चवणगई आगई चेव ॥ २ ॥

स छाया–शरीरमवगाहनसंहननसंस्थानकषाया तथा भवन्ति संज्ञा ।
लेश्येन्द्रियसमुद्घातसंज्ञी वेदश्च पर्याप्ति ॥ १ ॥

दृष्टिदर्शनज्ञानमज्ञाने योगोपयोगौ तथा किमाहार ।
उपपात स्थिति समवहतच्यवनगत्यागतयश्चैव ॥ २ ॥

**ચોવીશ દ્વારોના નામો**

અર્થાત્ —(૧) શરીરદ્વાર (૨) અવગાહનાદ્વાર (ઊંચાઈ (૩) સંઘયણદ્વાર (શરીરમાં રહેલા હાડકાની રચના–સંધારણ (૪) સંસ્થાનદ્વાર (શરીરનો આકાર) (૫) કષાયદ્વાર (૬) સં દ્વાર (૭) લેશ્યાદ્વાર (૮) ઇન્દ્રિયદ્વાર (૯) સમુદ્ઘાતદ્વાર, (૧ સંજ્ઞિત્વદ્વાર (૧૧) વેદદ્વાર (૧૨) પર્યાપ્તિદ્વાર (૧૩) દૃષ્ટિદ્વાર (૧ દર્શનદ્વાર (૧૫) જ્ઞાન–અજ્ઞાનદ્વાર (૧૬) યોગદ્વાર (૧૭) ઉપયો દ્વાર (૧૮) આહારદ્વાર, (૧૯) ઉપપાતદ્વાર (૨૦) સ્થિતિદ્વા (૨૧) સમોહિયાદ્વાર, (૨૨) ચ્યવનદ્વાર, (૨૩) ગતિદ્વાર અને (૨ આગતિદ્વાર.

## ચોવીશ દ્વારોનુ અર્થવિવેચન

### (૧) શરીરદ્વાર

જેને ધારણ કર્યા વિના સસારી જીવ પોતાના શુભ-અશુભ કર્મના ફળનો ભોગ કરી શકતો નથી અથવા જે સુખ-દુ ખ અનુભવ કરવાનું સ્થાન છે તે 'શરીર' કહેવાય છે

શરીરના પાચ ભેદો નીચે પ્રમાણે છે —

(૧) ઔદારિક, (૨) વૈક્રિય, (૩) આહારક, (૪) તૈજસ અને (૫) કાર્મણ

(૧) જે શરીર પુદ્ગલોની સ્થૂલ વર્ગણાઓનુ બનેલુ હોય છે અને જે સડી જવાના સ્વભાવવાળુ છે તે 'ઔદારિક-શરીર' છે

(૨) જે શરીર કોઈવાર મોટુ, કોઈવાર નાનુ, કોઈવાર આકાશગામી, કોઈવાર સ્થલગામી વગેરે વિવિધ પ્રકારની ક્રિયા કરનારુ હોય છે તે 'વૈક્રિય-શરીર' છે

(૩) ચતુર્દશપૂર્વધારી મુનિ, તીર્થંકર વગેરેની વિભૂતિ દેખવા માટે લબ્ધિબળ વડે જે શરીરને બનાવે છે તે 'આહારક-શરીર' છે

(૪) ખાધેલા અન્નને પચાવવા માટે જે શરીરનો ઉપયોગ કરવામાં આવે છે તે 'તૈજસ-શરીર' છે

(૫) નાનાવિધ કાર્મણ-વર્ગણા અર્થાત્ કર્મપુદ્ગલોનો જે સમૂહ છે તે 'કાર્મણ-શરીર' છે

આ પાચ પ્રકારના શરીરોમા છેલ્લા બે-તૈજસ અને કાર્મણ-શરીરો સંસારાવસ્થામાં જીવની સાથે રહ્યા કરે છે પણ પહેલા ત્રણ શરીરો એ પ્રમાણે સાથે રહેતાં નથી

(२) अवगाहना द्वार

शरीरनी ઊંચાઈ 'અવગાહના' કહેવાય છે શરીરની ઊંચાઈ (અવગાહના) જઘન્ય એટલે ઓછામાં ઓછી આંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી હોય છે અને ઉત્કૃષ્ટ એટલે વધારેમાં વધારે હજાર યોજનથી પણ વધારે હોય છે

(३) સંઘયણ દ્વાર

શરીરમા રહેલા હાડકાની જે રચના અર્થાત્ હાડકાનું પારસ્પરિક બંધારણ તે સંહનન (સંઘયણ) કહેવાય છે અર્થાત્ શરીરમા રહેલા હાડકાઓનું સગઠન જ સંહનન કે સઘયણ કહેવાય છે હાડકાઓની ઓછીવત્તી મજબુતાઈને આધારે સહનન-સઘયણના પણ છ ભેદ પાડવામા આવ્યાં છે જેમકે —

(૧) વજ્રઋષભનારાચ સઘયણ (૨) ઋષભનારાચ સઘયણ (૩) નારાચ સંઘયણ (૪) અર્ધનારાચ સઘયણ (૫) કીલિકા સઘયણ અને (૬) સેવાર્ત્ત સઘયણ

(૧) વજ્રઋષભનારાચ સઘયણ—વજ્ર એટલે મજબૂત ખીલો ઋષભ એટલે પાટો (વેષ્ટન) અને નારાચ એટલે બન્ને બાજુનો મર્કટ-બન્ધ

મર્કટબન્ધથી બાંધેલાં બન્ને હાડકાઓ ઉપર ત્રીજા હાડકાનો પાટો બાંધેલો હોય અને એ ત્રણેય હાડકાઓને મજબૂત રાખવા માટે વચમા મજબૂત ખીલો હોય એવુ મજબૂત સગઠન જે શરીરના હાડકાઓમા જણાય તે વજ્રઋષભનારાચ સંઘયણ' કહેવાય છે

(૨) ઋષભનારાચ સંઘયણ—મર્કટબન્ધથી બાંધેલા બન્ને હાડકાઓ ઉપર ત્રીજા હાડકાનો પાટો બાંધેલો હોય પણ એ ત્રણેય હાડકાઓને મજબૂત રાખવા માટે વચમાં મજબૂત ખીલો જડેલો ન હોય તે 'ઋષભનારાચ સંઘયણ' કહેવાય છે

(૩) નારાચ સંઘયણ—બે હાડકાઓ બન્ને બાજુએથી મર્કટ બન્ધથી બંધાએલા હોય પણ તે હાડકાઓને મજબૂત રાખવા માટે પાટો કે ખીલો ન હોય તે 'નારાચ સંઘયણ' કહેવાય છે

(૪) અર્ધનારાચ સંઘયણ—બે હાડકાઓ એક બાજુએ મર્કટ બન્ધથી બંધાએલા હોય અને બીજી બાજુ ખીલો હોય તે 'અર્ધનારાચ સંઘયણ' કહેવાય છે

(૫) કીલિકા સંઘયણ—જે હાડકાઓની રચનામાં મર્કટબન્ધ અને પાટો ન હોય પણ કેવળ ખીલાથી હાડકાઓ જોડેલા હોય તે 'કીલિકા સંઘયણ' કહેવાય છે

(૬) સેવાર્ત સંઘયણ—જે હાડકાઓની રચનામાં મર્કટબન્ધ અને ખીલો ન હોય પણ હાડકાઓ પરસ્પર સામાન્યપણે જોડાએલા હોય તે 'સેવાર્ત સંઘયણ' કહેવાય છે

(૪) સંસ્થાન દ્વાર

પૌદ્‌ગલિક પદાર્થોનો આકાર 'સંસ્થાન' કહેવાય છે આ 'સંસ્થાન'—આકાર મુખ્યત બે પ્રકારનો છે (૧) જીવસંસ્થાન અને (૨) અજીવસંસ્થાન

જીવની સાથે સંબંધ રાખનાર શરીરનો જે આકાર (સંસ્થાન) તે 'જીવસંસ્થાન' કહેવાય છે આ જીવસંસ્થાન (આકાર) નીચેના છ પ્રકારનો છે—

(૧) સમચતુરસ્ર સંસ્થાન (૨) ન્યગ્રોધપરિમંડલ સંસ્થાન, (૩) સાદિ સંસ્થાન (૪) કુબ્જ સંસ્થાન (૫) વામન સંસ્થાન, (૬) હુંડક સંસ્થાન.

(૧) સમચતુરસ્ર સંસ્થાન—સમ એટલે સમાન અને ચતુરસ્ર એટલે ચારેય બાજુ

જે શરીરનો આકાર ચારેય બાજુથી સમાન હોય અથવા સામુદ્રિક શાસ્ત્રની અનુસાર જે શરીરના બધા અવયવો શુભ હોય તે 'સમચતુરસ્ર સંસ્થાન' કહેવાય છે

(૨) ન્યગ્રોધપરિમણ્ડલ સંસ્થાન—જે શરીરમાં નાભિથી ઉપરના અવયવો ન્યગ્રોધ એટલે વડવૃક્ષની માફક સંપૂર્ણ હોય પણ નાભિથી નીચેના અવયવો હીન હોય તે 'ન્યગ્રોધપરિમણ્ડલ સંસ્થાન' કહેવાય છે

(૩) સાદિ સંસ્થાન—જે શરીરમાં નાભિથી નીચેના અવયવો પૂર્ણ હોય અને નાભિથી ઉપરના અવયવો હીન હોય તે 'સાદિ સંસ્થાન' કહેવાય છે

(૪) કુબ્જ સંસ્થાન—જે શરીરના હાથ, પગ, માથુ ડોક વગેરે અવયવો ઓછા અધિક ઠીક હોય પણ છાતી પીઠ પેટ વગેરે અવયવો હીન હોય તે 'કુબ્જ સંસ્થાન' કહેવાય છે

(૫) વામન સંસ્થાન—જે શરીરમા હાથ પગ વગેરે અવયવો વામન અર્થાત્ ટૂંકા હોય તે ઠીંગણું સંસ્થાન 'વામન સંસ્થાન' કહેવાય છે

(૬) હુણ્ડ સંસ્થાન—જે શરીરના બધા અવયવો બેઢંગ અર્થાત્ પ્રમાણસર ન હોય તે 'હુણ્ડ સંસ્થાન' કહેવાય છે

નિર્જીવ પદાર્થોનો જે આકાર તે 'અજીવસંસ્થાન' કહેવાય છે આ અજીવસંસ્થાનના નીચેના પાંચ પ્રકાર છે —

(૧) પરિમણ્ડલ સંસ્થાન—લંબ ગોળાકાર
(૨) વૃત્ત સંસ્થાન—ગોળાકાર
(૩) ત્ર્યસ્ર સંસ્થાન—ત્રિકોણ
(૪) ચતુરસ્ર સંસ્થાન—ચતુષ્કોણ
(૫) આયત સંસ્થાન—ચપટો આકાર

(૫) કષાય દ્વાર

રાગદ્વેષ રૂપ જે આધ્યાત્મિક વિકાર છે તે 'કષાય' કહેવાય છે આધ્યાત્મિક વિકાર કરનારા મુખ્ય ચાર કષાયો છે —

(૧) ક્રોધ (૨) માન, (૩) માયા, (૪) લોભ.

(૬) સંજ્ઞા દ્વાર

જીવની જે વૃત્તિ કર્મજન્ય હોય અને જે વૃત્તિ અનાદિ અભ્યાસથી રૂઢ થઈ ગઈ હોય તે 'સંજ્ઞા' કહેવાય છે સંજ્ઞાના સંક્ષેપમાં ચાર ભેદ અને વિસ્તારમાં નીચે લખેલા દશ ભેદો પાડવામાં આવે છે —

(૧) આહારસંજ્ઞા—આહાર કરવાની વૃત્તિ
(૨) ભયસંજ્ઞા—ભયવૃત્તિ
(૩) મૈથુનસંજ્ઞા—મૈથુન સેવવાની વૃત્તિ
(૪) પરિગ્રહસંજ્ઞા—પદાર્થોનો સંગ્રહ કરવાની વૃત્તિ
(૫) ક્રોધસંજ્ઞા—ક્રોધવૃત્તિ
(૬) માનસંજ્ઞા—ગર્વવૃત્તિ
(૭) માયાસંજ્ઞા—છળવૃત્તિ
(૮) લોભસંજ્ઞા—અસંતોષવૃત્તિ
(૯) ઓઘસંજ્ઞા—અત્યન્ત અવ્યક્ત ચૈતન્યની સ્થિતિ
(૧૦) લોકસંજ્ઞા—લોકને અનુસરણ કરવાની ગતાનુગતિક વૃત્તિ

(૭) લેશ્યા દ્વાર

શુદ્ધ જીવને શુભાશુભ આત્મભાવના પરિણામને લીધે કાળા-પીળા વગેરે એક પ્રકારના સૂક્ષ્મ પુદ્ગલોનો સંસર્ગ થાય છે તે 'લેશ્યા' કહેવાય છે

આત્માનો અધ્યવસાય જ 'ભાવ લેશ્યા' છે અને આ અધ્યવસાયને લીધે વિવિધ રંગવાળા પુદ્ગલ દ્રવ્યનું ચોટવું તે 'દ્રવ્ય લેશ્યા' છે

આ આત્મઅધ્યવસાયના તીવ્ર મન્દ વગેરે તરતમ હોવાથી લેશ્યાના છ ભેદ પાડવામાં આવે છે —

(૧) કૃષ્ણલેશ્યા આત્માના અશુભતમ અધ્યવસાયો
(૨) નીલલેશ્યા „ અશુભતર „
(૩) કપોતલેશ્યા અશુભ
(૪) તેજોલેશ્યા શુભ „
(૫) પદ્મલેશ્યા શુભતર „
(૬) શુક્લલેશ્યા „ શુભતમ „

આત્માના શુભાશુભ અધ્યવસાયોની સ્પષ્ટ સમજણ નીચેના શાસ્ત્રપ્રસિદ્ધ ઉદાહરણથી સમજાશે —

છ મિત્રો આમ્રફળ ખાવા માટે આમ્રવનમા જાય છે તેમ કૃષ્ણલેશ્યાવાળો જીવ ફળ માટે આમ્રવૃક્ષને જડમૂળથી ઉખેડી નાખે છે નીલ લેશ્યાવાળો જીવ ફળ માટે આમ્રવૃક્ષની પ્રધાન શાખ તોડી પાડે છે કપોતલેશ્યાવાળો જીવ ફળ માટે આમ્રવૃક્ષની ફળ વાળી શાખા તોડે છે જ્યારે તેજોલેશ્યાવાળો જીવ વૃક્ષ ઉપર ચઢી કાચા પાકા ફળ તોડી ખાય છે પદ્મલેશ્યાવાળો જીવ નીચે પડેલા કાચા પાકા ફળો ખાય છે અને શુક્લ લેશ્યાવાળો જીવ નીચે પડેલા પાકા ફળો જ લે છે

આ દ્રષ્ટાન્ત ઉપરથી આપણને આત્માના શુભાશુભ અધ્યવસાયોનો પરિચય મળે છે

ઉપર્યુક્ત છ લેશ્યાઓમા પહેલી ત્રણ લેશ્યાઓ અશુભ છે અને બાકીની ત્રણ લેશ્યાઓ શુભ છે પહેલી ત્રણ લેશ્યાઓ—આત્માના અધ્યવસાયો—આત્માને અધોગતિને પથે ધકેલી જાય છે જ્યારે છેલ્લી ત્રણ લેશ્યાઓ આત્માને ઉન્નતિના શિખરે લઈ જાય છે

(૮) ઇન્દ્રિય દ્વાર

જે સાધનોની દ્વારા આત્મા રૂપ, રસ, ગંધ, શ્રવણ અને સ્પર્શ ઇત્યાદિ વિષયોનું પ્રત્યક્ષ જ્ઞાન કરી શકે છે તે સાધનનું નામ 'ઇન્દ્રિય' છે

ઇન્દ્રિયો પાંચ પ્રકારની છે —

(૧) સ્પર્શેન્દ્રિય—ત્વચા
(૨) રસનેન્દ્રિય—જીભ
(૩) ઘ્રાણેન્દ્રિય—નાક
(૪) ચક્ષુરિન્દ્રિય—આંખ
(૫) શ્રોત્રેન્દ્રિય—કાન

(૯) સમુદ્‌ઘાત દ્વાર

આત્માના પ્રદેશોમાં જે એક જાતનો ક્ષોભ થાય છે અને જે ક્ષોભને લીધે આત્મપ્રદેશોમાં વ્યાકુળતા અને આવેગક્રિયા થાય છે અને એને લીધે લાંબા વખતમાં ભોગવવા યોગ્ય કર્મોનો થોડા વખતમાં ક્ષય થઈ જાય છે તે ક્ષોભનું નામ 'સમુદ્‌ઘાત' છે

આ સમુદ્‌ઘાતના સાત પ્રકાર છે —

(૧) વેદના સમુદ્‌ઘાત (૨) કષાય સમુદ્‌ઘાત, (૩) મરણ સમુદ્‌ઘાત, (૪) વૈક્રિય સમુદ્‌ઘાત, (૫) આહારક સમુદ્‌ઘાત (૬) તૈજસ્ સમુદ્‌ઘાત અને (૭) કેવલી સમુદ્‌ઘાત

(૧) વેદના સમુદ્ઘાત—દુઃખની તીવ્રતા વધી જવાને લીધે આત્મપ્રદેશોનો ક્ષોભ શરીરના ખાલી પ્રદેશોમા સમાવી દેવો તે 'વેદના સમુદ્ઘાત' કહેવાય છે

(૨) કષાય સમુદ્ઘાત—કષાયની પ્રબલતાના વખતે આત્મપ્રદેશોનો ક્ષોભ આખા શરીરમા વ્યાપી જાય છે તે કષાય સમુદ્ઘાત કહેવાય છે

(૩) મરણ સમુદ્ઘાત—અસમાધિ મરણની થોડીવાર પહેલા થનારા ક્ષોભ, જે ક્ષોભથી આત્મપ્રદેશો વર્તમાન શરીરથી ભવિષ્યના ઉત્પત્તિસ્થાન સુધી દડાકાર રૂપમા ફેલાઈ જાય છે તે મરણ સમુદ્ઘાત' કહેવાય છે

(૪) વૈક્રિય સમુદ્ઘાત—ઉત્તર વૈક્રિયશરીર બનાવતી વખતે પેદા થનારો ક્ષોભ જે ક્ષોભથી મૂળ તેમજ ઉત્તર બધા શરીરોમા આત્મપ્રદેશો ફેલાવી દેવામા આવે છે તે વૈક્રિય સમુદ્ઘાત' કહેવાય છે

(૫) આહારક સમુદ્ઘાત—આહારકશરીર બનાવતી વખતે પેદા થનારો ક્ષોભ જે ક્ષોભથી મૂળ તેમજ નવા શરીરમા આત્મપ્રદેશો ફેલાવી દેવામા આવે છે તે આહારકસમુદ્ઘાત' કહેવાય છે

(૬) તૈજસ સમુદ્ઘાત—તેજસ્ તેમજ શીત લેશ્યા છોડવી વખતે પેદા થનારો ક્ષોભ જે નવા તૈજસ્ શરીરમા આત્મપ્રદેશોને દાખલ કરીને તેની દ્વારા બીજાને બાળવામા કે ઠડો પાડવામા આવે છે તે તૈજસ સમુદ્ઘાત' કહેવાય છે

(૭) કેવલી સમુદ્ઘાત—વેદનીયકર્મ, નામકર્મ અને ગોત્રકર્મને આયુકર્મની બરાબર બનાવવા માટે એ ક્રિયા સર્વજ્ઞની દ્વારા તેરમ ગુણસ્થાનના અન્તમા કરવામા આવે છે તે ક્રિયા કેવલી સમુદ્ઘાત કહેવાય છે

આ પ્રમાણે આત્મપ્રદેશોનો ક્ષોભ–સમુદ્ઘાત સાત પ્રકારે થાય છે

(૧૦) સંજ્ઞિત્વ દ્વાર

જ્ઞાનાવરણકર્મની પ્રબળતા ઓછી થવાથી ચેતનાશક્તિનો જે વિકાસ થાય છે તે 'સંજ્ઞિત્વ' અર્થાત્ 'વિશિષ્ટ જ્ઞાન' કે 'સંજ્ઞા' કહેવાય છે

ચેતનાશક્તિનો વિકાસનો જીવોમાં તરતમ ભાવ દેખાતો હોવાથી આ 'સંજ્ઞા'ના નીચે લખેલા ત્રણ ભેદો પાડવામા આવે છે —

(૧) હેતુવાદોપદેશિકી સંજ્ઞા—જે ચૈતન્યવિકાસ (સંજ્ઞા)ને લીધે થોડા વખત પહેલાનું સ્મરણ થતું હોય અને તેથી ઇષ્ટ વિષયોમા પ્રવૃત્તિ અને અનિષ્ટ વિષયોમા નિવૃત્તિ થાય છે તે પ્રવૃત્તિ-નિવૃત્તિરૂપ સંજ્ઞા (ચૈતન્યવિકાસ) 'હેતુવાદોપદેશિકી સંજ્ઞા' કહેવાય છે

(૨) દીર્ઘકાલોપદેશિકી સંજ્ઞા—જે ચૈતન્યવિકાસ (સંજ્ઞા) ને લીધે સુદીર્ઘ ભૂતકાળમા અનુભવ કરેલા વિષયોનુ સ્મરણ થતું હોય અને તે સ્મરણ દ્વારા વર્તમાનકાળના કર્તવ્યનો નિશ્ચય કરી શકાય તે સંજ્ઞા (ચૈતન્યવિકાસ) દીર્ઘકાલોપદેશિકી સંજ્ઞા' કહેવાય છે

(૩) દષ્ટિવાદોપદેશિકી સંજ્ઞા—જે ચૈતન્યવિકાસ (સંજ્ઞા) ને લીધે એવુ વિશુધ્ધ અને વિશિષ્ટ શ્રુતજ્ઞાન થાય કે જે કેવળ સમ્યક્‌ત્વનુ જ ફલ હોય તે ચૈતન્યવિકાસ અર્થાત્ સંજ્ઞા 'દષ્ટિવાદોપદેશિકી સંજ્ઞા' કહેવાય છે

(૧૧) વેદ દ્વાર

સંભોગની લાલસા તે 'વેદ' કહેવાય છે વેદના (૧) સ્ત્રીવે૦, (૨) પુરુષ વે૦ અને (૩) નપુંસક વેદ એમ ત્રણ ભેદો છે

(૧૨) પર્યાપ્તિ દ્વાર

જન્મના પહેલા સમયમા આહાર રૂપે ગ્રહણ કરેલા પુદ્ગલોના પરિણમનથી જીવમા એક પ્રકારની શક્તિ પેદા થાય છે જે શક્તિથી આગળ પુદ્ગલોને ગ્રહણ કરી શકાય છે અને શરીર વગેરેના રૂપમા પરિણત કરી શકાય છે તે શક્તિવિશેષ 'પર્યાપ્તિ' કહેવાય છે

આ પર્યાપ્તિ-પુદ્ગલની પરિણમન શક્તિ-ના નીચે લખેલ ૭ ભેદ છે —

(૧) આહારપર્યાપ્તિ (૨) શરીરપર્યાપ્તિ, (૩) ઇન્દ્રિય-પર્યાપ્તિ (૪) શ્વાસોચ્છ્વાસપર્યાપ્તિ (૫) ભાષાપર્યાપ્તિ અને (૬) મન પર્યાપ્તિ

(૧) આહારપર્યાપ્તિ—જીવ, જન્મ વખતે જે શક્તિ વડે આહાર લઈને તેને રસરૂપે ફેરવે છે તે શક્તિવિશેષ 'આહાર પર્યાપ્તિ' કહેવાય છે

(૨) શરીરપર્યાપ્તિ—જીવ રસ કે રૂપ પુદ્ગલ પરિણામને જે શક્તિ વડે રસ રુધિર માંસ મેદ અસ્થિ મજ્જા તેમજ વીર્ય એ સાત ધાતુઓને શરીરરૂપે ફેરવે છે તે શક્તિવિશેષ 'શરીર પર્યાપ્તિ' કહેવાય છે

(૩) ઇન્દ્રિયપર્યાપ્તિ—જીવ શરીર રૂપ પુદ્ગલ પરિણામને જે શક્તિ વડે ઇન્દ્રિય રૂપે ફેરવે છે તે શક્તિવિશેષ ઇન્દ્રિય પર્યાપ્તિ કહેવાય છે

(૪) શ્વાસોચ્છ્વાસપર્યાપ્તિ—જીવ ઇન્દ્રિય રૂપ પુદ્ગલ પરિણામને જે શક્તિ વડે શ્વાસોચ્છ્વાસ રૂપે ફેરવે છે તે શક્તિ વિશેષ 'શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ' કહેવાય છે

(૫) ભાષાપર્યાપ્તિ—જીવ, શ્વાસોચ્છ્વાસ રૂપ પરિણામને જે શક્તિ વડે ભાષારૂપે ફેરવે છે તે શક્તિ વિશેષ ભાષા પર્યાપ્તિ' કહેવાય છે

(૬) મન પર્યાપ્તિ—જીવ ભાષારૂપ પુદ્ગલ પરિણામને જે શક્તિ વડે મન રૂપે ફેરવે છે તે શક્તિ વિશેષ મન પર્યાપ્તિ' કહેવાય છે

આ પ્રમાણે જીવને શરીરના ગઠન માટે ક્રમશ ૭ પર્યાપ્તિઓ પ્રાપ્ત થાય છે

પહેલી ચાર પર્યાપ્તિ એકેન્દ્રિય જીવોને પાચ પર્યાપ્તિ વિકલેન્દ્રિય-દ્વીન્દ્રિય ત્રીન્દ્રિય ચતુરિન્દ્રિય જીવોને અને અસન્ની પચેન્દ્રિયોને હોય છે અને ૭ પર્યાપ્તિઓ તો સન્ની પચેન્દ્રિય જીવોને હોય છે

(૧૩) દૃષ્ટિદ્વાર

અહીં 'દૃષ્ટિ'નો સામાન્ય અર્થ 'શ્રદ્ધા' એવો થાય છે આ દૃષ્ટિ-શ્રદ્ધા મુખ્યતા ત્રણ પ્રકા ની છે —

(૧) શુદ્ધદૃષ્ટિ—સમ્યગ્દૃષ્ટિ
(૨) અશુદ્ધદૃષ્ટિ—મિથ્યાદૃષ્ટિ
(૩) મિશ્રદૃષ્ટિ—સમ્યઙ્મિથ્યાદૃષ્ટિ

(૧) સમ્યગ્દૃષ્ટિ—જે પદાર્થ જે સ્વરૂપમાં હોય તેને તેના સ્વરૂપમા માનવાની આત્મિકયોગ્યતા સમ્યગ્દૃષ્ટિ' કહેવાય છે

અર્થાત્—સદાગ્રહવૃત્તિ એજ સમ્યગ્દૃષ્ટિ છે

(૨) મિથ્યાદૃષ્ટિ જે પદાર્થનું સત્યસ્વરૂપ ન જાણવાની, અથવા પદાર્થોનું સ્વરૂપ જાણીને પણ તેને યથાર્થરૂપમા ગ્રહણ ન કરવાની આત્મિકઅપૂર્ણતા 'મિથ્યાદૃષ્ટિ' કહેવાય છે

અર્થાત્—કદાગ્રહવૃત્તિ એજ 'મિથ્યાદૃષ્ટિ' છે

(૩) સમ્યઙ્મિથ્યાદૃષ્ટિ—જેની કોઇ પણ પદાર્થનો સારઅસાર તેમજ સત્યઅસત્યની દૃષ્ટિએ નિર્ણય કરવાની વિવેકશક્તિ' ન હોય પણ જેની શ્રદ્ધા કોઇ પણ વસ્તુમાં અનિશ્ચિત જેવી હોય તેવી શ્રદ્ધા 'સમ્યઙ્મિથ્યાદૃષ્ટિ' કહેવાય છે

(૧૪) દર્શનદ્વાર ।

વસ્તુના સામાન્ય સ્વરૂપને જાણવાનો જે બોધ-જ્ઞાન તે દર્શન' કહેવાય છે આ દર્શન જ નિરાકાર પ્રત્યક્ષ કહેવાય છે દર્શન-નિરાકાર પ્રત્યક્ષના ચાર પ્રકાર છે —

(૧) ચક્ષુર્દર્શન—ચક્ષુર્જન્ય સામાન્ય બોધ તે ચક્ષુર્દર્શન

(૨) અચક્ષુર્દર્શન—આંખની સિવાય બાકીની ચાર ઇન્દ્રિયો દ્વારા થતો સામાન્ય બોધ તે અચક્ષુદર્શન

(૩) અવધિદર્શન—ઇન્દ્રિયોની મદદ વિના જ લબ્ધિથી થતો રૂપી-દશ્યમાન પદાર્થોનો સામાન્ય બોધ તે અવધિદર્શન

(૪) કેવલદર્શન—રૂપી કે અરૂપી-દશ્યમાન કે અદશ્યમાન' પદાર્થોનો સામાન્ય બોધ કેવલદર્શન'

(૧૫) જ્ઞાન-અજ્ઞાન દ્વાર

જ્ઞાન—વસ્તુના વિશેષ સ્વરૂપને જાણવાનો બોધ તે 'જ્ઞાન' કહેવાય છે આ 'જ્ઞાન' સાકાર ઉપયોગ' પણ કહેવાય છે

જ્ઞાનના પાચ પ્રકાર છે—

(૧) મતિજ્ઞાન—પાચ ઇન્દ્રિયો તથા મનથી થતો વસ્તુનો બોધ વિશેષ તે મતિજ્ઞાન' કહેવાય છે

(૨) શ્રુતજ્ઞાન—કેવળ મનથી થતો ભૂત વર્તમાન, અને ભવિષ્યની વસ્તુનો વિશેષ બોધ તે શ્રુતજ્ઞાન' કહેવાય છે

(૩) અવધિજ્ઞાન—ઇન્દ્રિય તથા મનની સહાયતા વિના જ લબ્ધિ વિશેષથી થતો રૂપી પદાર્થોનો બોધ વિશેષ તે અવધિજ્ઞાન' કહેવાય છે

(૪) મન પર્યવજ્ઞાન—લબ્ધિવિશેષથી અઢીદ્વીપમા રહેલા પ્રાણીઓના મનની અવસ્થાનો બોધ વિશેષ તે મન પર્યવજ્ઞાન કહેવાય છે

(૫) કેવલજ્ઞાન—સમસ્ત પદાર્થોને સપૂર્ણપણે જાણવાનો બોધ તે વિશેષ કેવલજ્ઞાન કહેવાય છે

અજ્ઞાન—જે જ્ઞાન મિથ્યાદષ્ટિયુક્ત હોય તે અજ્ઞાન કહેવાય છે ઉપર કહેલા પાચ જ્ઞાનોમા મન પર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન એ બે બન્ને જ્ઞાનો મિથ્યાદષ્ટિયુક્ત હોતા જ નથી તે જ્ઞાનો તો સમ્યગ્દષ્ટિયુક્ત જ હોય છે એટલા માટે અજ્ઞાનના નીચે લખેલા ત્રણ ભેદો છે

(૧) મતિઅજ્ઞાન—મિથ્યાત્વયુક્ત મતિજ્ઞાન જ મતિઅજ્ઞાન છે,

(૨) શ્રુતઅજ્ઞાન—મિથ્યાત્વયુક્ત શ્રુતજ્ઞાન [illegible] છે

(૩) અવધિઅજ્ઞાન—મિથ્યાત્વયુક્ત [illegible]

છે અવધિઅજ્ઞાન વિભગજ્ઞાનના નામે

(૧૬) યોગ દ્વાર

મન, વચન, અને કાયા દ્વારા જે વીર્યશક્તિનો વ્યાપાર અર્થાત્ આત્મપ્રદેશોનું જે કમ્પન તે 'યોગ' કહેવાય છે

યોગના મુખ્યત ત્રણ ભેદો છે —

(૧) મનોયોગ—માનસિક વ્યાપાર

(૨) વચનયોગ—વાચસિક વ્યાપાર

(૪) કાયયોગ—કાયિક વ્યાપાર

માનસિક, વાચસિક અને કાયિક એ ત્રિવિધયોગના વિસ્તાર રૂપે નીચે લખેલા પંદર ભેદો પણ થાય છે —

ચાર માનસિક યોગો —

(૧) સત્યમનોયોગ (૨) અસત્યમનોયોગ, (૩) સત્યાસત્ય (મિશ્ર) મનોયોગ અને (૪) વ્યવહાર મનોયોગ

ચાર વાચસિક યોગો —

(૧) સત્યવચનયોગ (૨) અસત્યવચનયોગ, (૩) સત્યાસત્ય (મિશ્ર) વચનયોગ અને (૪) વ્યવહારવચનયોગ

સાત કાયિક યોગો —

(૧) ઔદારિક કાયયોગ (૨) ઔદારિકમિશ્ર કાયયોગ (૩) વૈક્રિય કાયયોગ (૪) વૈક્રિયમિશ્ર કાયયોગ (૫) આહારક કાયયોગ, (૬) આહારકમિશ્ર કાયયોગ અને (૭) કાર્મણ કાયયોગ—

(૧૭) ઉપયોગ દ્વાર

ચેતનાશક્તિનો વ્યાપાર તે 'ઉપયોગ' કહેવાય છે 'ઉપયોગ' એ જીવનું લક્ષણ છે ઉપર વર્ણવેલા ચાર દર્શન, પાચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન એ કુલ બાર ભેદો 'ઉપયોગના પ્રકારો' ગણાય છે

(૧૮) આહાર દ્વાર

સમારી જીવો કઈ કઈ દિશાઓથી અને કેવો કેવો આહાર લે છે તે વિષે વિચાર કરવો તે 'આહાર દ્વાર' કહેવાય છે

આહાર ત્રણ પ્રકારનો હોય છે —

(૧) સચેત (૨) અચેત અને (૩) મિશ્ર. આહાર ત્રણ પ્રકારે લેવાય છે

(૧) ઓજ આહાર
(૨) રોમ આહાર
(૩) કવલ આહાર

**(૧૯) ઉપપાત દ્વાર**

સંસારી જીવો પ્રત્યેક દણ્ડકમાં ઓછામા ઓછા અને ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ કેટલા પેદા થાય છે તે વિષે વિચાર કરવો તે 'ઉપપાત દ્વાર' કહેવાય છે

**(૨૦) સ્થિતિ દ્વાર**

સંસારી જીવોનું આયુષ્ય-જીવનકાળનું પરિમાણ ઓછામાં ઓછુ કેટલું અને વધારેમા વધારે કેટલુ હોય છે, તે વિષે વિચાર કરવો તે 'સ્થિતિ દ્વાર' કહેવાય છે

**(૨૧) સમોહિયા દ્વાર**

સંસારી જીવોનું મરણ ધીમે ધીમે તેમજ એક મ જલ્દી કઈ રીતે થાય છે તે વિષે વિચાર કરવો તે 'સમોહિયા દ્વાર' કહેવાય છે

**(૨૨) ચ્યવન દ્વાર**

સંસારી જીવો પ્રત્યેક દણ્ડકમાથી ઓછામા ઓછા કેટલા અને વધારેમા વધારે કેટલા ચ્યવે છે તે વિષે વિચાર કરવો તે ચ્યવન દ્વાર' કહેવાય છે

**(૨૩) ગતિ દ્વાર**

પ્રત્યેક દણ્ડકવર્તી જીવો મરીને કયા કયા દણ્ડકો-ગતિઓમા જાય છે તે વિષે વિચાર કરવો તે ગતિદ્વાર કહેવાય છે

**(૨૪) આગતિ દ્વાર**

કેટલા જીવો કયા દણ્ડકોમાથી નીકળીને કયા દણ્ડકોમા આવે છે અર્થાત્ પેદા થાય છે તે વિષે વિચાર કરવો તે આગતિદ્વાર' કહેવાય છે

* * * *

ઉપર જે ચોવીશ દ્વારોનું વર્ણન આપવામા આવ્યું છે તે ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે જીવોને ચોવીશ દણ્ડકોમા જે આ ચોવીશ દ્વારો વડે સુખદુ ખ સહેવા પડે છે તેનું મુખ્ય કારણ માત્ર કર્મ છે અને એ કર્મની પ રમ્પરાને લીધે જીવો ચોવીશ દણ્ડકોમા કઈરીતે દુ ખ પામે છે તે પણ ચોવીશ દ્વારોના વર્ણન ઉપરથી સમજી શકાય એમ છે

આ ચોવીશ દણ્ડકોમા દુ ખપરમ્પરા સહેવી ન પડે તે માટે કર્મોમાથી છુટકારો મેળવવા માટે દરેક જીવોએ સબળ પ્રયત્ન કરવો જોઈએ

શાસ્રકારોએ કર્મોના નાશ માટે ત્રણ રાજમાર્ગો બતાવ્યા છે તે (૧) સમ્યગ્દર્શન, (૨) સમ્યગ્જ્ઞાન અને (૩) સમ્યક્‌ચારિત્ર છે આ રત્નત્રયની પ્રાપ્તિથી જીવો પોતાનો આત્મવિકાસ સાધી, પૂર્ણતા પામી કર્મોથી વિમુકત થઈ સિદ્ધ, બુદ્ધ અને મુકત થઈ શકે છે

ઉપર વર્ણવેલા ચોવીશ દણ્ડકોમા ચોવીશ દ્વારોમાના કયા કયા દ્વારો હોય છે તે વિષે અત્રે વિચાર કરવો અત્યાવશ્યક છે

જીવોને ચોવીશ દણ્ડકોમાના કયા દણ્ડકમા, ચોવીશ દ્વારોમાના કયા કયા દ્વારો વડે દુ ખનો અનુભવ કરવો પડે છે એ જાણવાથી આપણને કર્મપ્રવૃત્તિમાથી નિવૃત્ત થવાનું ભાન થઈ શકે છે અને એ જ દૃષ્ટિબિન્દુને લક્ષ્યમા રાખીને પુર્વાચાર્યોએ ચોવીશ દણ્ડકોમા ચોવીશ દ્વારોની યોજના કરી છે એ યોજના વિષે હવે આપણે થોડો વિચાર કરીએ.—

# ચોવીસ દણ્ડકોમા ચોવીશ દ્વારોની યોજના

## ૧ લુ શરીર દ્વાર

એક નરક દશ ભવનપતિઓ એક જ્યોતિષ્ક એક વ્યતર અને એમ વૈમાનિક એ ચૌદ દણ્ડકોમા વૈક્રિય, તૈજસ અને કાર્મણ એ ત્રણ શરીરો છે

ઔદારિક, વૈક્રિય તૈજસ અને કાર્મણ આ ચાર શરીરો ગર્ભજ તિર્યંચ અને વાયુકાયમા હોય છે વૈક્રિય શરીર બધા ગર્ભજ તિર્યંચોને હોતુ નથી કેવળ જેને વૈક્રિય લબ્ધિ પ્રાપ્ત હોય છે તેને જ હોય છે

વાયુકાયમાં પણ કેટલાક પર્યાપ્ત બાદર જીવોને વૈક્રિય શરીર હોય છે વાયુકાય સિવાયના સ્થાવર જીવો અને વિકલેન્દ્રિય જીવોને ઔદારિક તૈજસ અને કાર્મણ એ ત્રણ શરીરો હોય છે

મનુષ્યજાતિમા પાચેય શરીરોનો લાભ હોય છે પણ સર્વ સાધારણ મનુષ્યોને નહિ સર્વસાધારણ મનુષ્યોને તો ઔદારિક તૈજસ અને કાર્મણ એ ત્રણ જ શરીરો સાધારણ હોય છે વૈક્રિય અને આહારક શરીરો તો વૈક્રિયલબ્ધિ અને આહારકલબ્ધિધારીઓને જ હોય છે,

તૈજસ અને કાર્મણ શરીર જે સસારના મૂળ કારણો છે તે બધા સસારી જીવોને હોય જ છે

સિદ્ધ બુદ્ધ અને મુક્ત થયેલા જીવો તો અશરીરી છે

## ૨ જુ અવગાહના દ્વાર

ઉપર વર્ણવેલા પાચ શરીરામાં તૈજસ અને કાર્મણ શરીર બીજા શરીરોની માફક જન્મ વખતે બદલતાં નથી તે બન્ને શરીરો તો સમાગમક પર્યન્ત બધા આત્માઓની સાથે બરાબર રહ્યા કરે છે

આમ હોવાથી એ બન્ને શરીરોની અવગાહના ઔદારિક આદિ ત્રણ શરીરો ઉપર જ અવલમ્બિત રહે છે એટલા માટે અહીં ઔદારિક, વૈક્રિય અને આહારક એ ત્રણ શરીરોની અવગાહના વિષે જ વિચાર કરવામાં આવે છે

આ ત્રણ શરીરોમા બે વિભાગ છે (૧) ભવધારણીય એટલે જન્મસિદ્ધ શરીર અને (૨) લબ્ધિજન્ય એટલે યોગાદિ ક્રિયાથી પ્રાપ્ત કરેલ લબ્ધિથી પેદા થનારૂ શરીર

ઔદારિક, આહારક અને વૈક્રિય એ ત્રણ શરીરોમા ઔદારિક ભવધારણીય શરીર છે આહારક અને વૈક્રિય લબ્ધિજન્ય છે

(૧) ભવધારણીય (જન્મસિદ્ધ શરીર)ની અવગાહના

વનસ્પતિને છોડીને બાકીના ચાર સ્થાવરોની અવગાહના જઘન્ય એટલે ઓછામાં ઓછી અને ઉત્કૃષ્ટ એટલે વધારેમા વધારે અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી હોય છે ઉપર્યુક્ત ચાર સ્થાવરની સિવાય બાકીના વીશ દણ્ડકોની અવગાહના જઘન્ય તો અગુલના અસખ્યાતમા ભાગ પ્રમાણ જ હોય છે પણ ઉત્કૃષ્ટ અવગાહના ભિન્નભિન્ન હોય છે તે નીચે પ્રમાણે જાણવી —

નારકોની ઉત્કૃષ્ટ અવગાહના પાચસો ધનુષ્ય પ્રમાણ

| | | | |
|---|---|---|---|
| દેવોની | ,, | ,, | સાત હાથ પ્રમાણ |
| ગર્ભજ તિર્યંચની | ,, | ,, | હજાર યોજન પ્રમાણ |
| વનસ્પતિની | ,, | ,, | હજાર યોજનથી જરા વિશેષ પ્રમાણ |
| મનુષ્ય અને ત્રીન્દ્રિયની | ,, | ,, | ત્રણ ગાઉ પ્રમાણ |
| દ્વીન્દ્રિયની | ,, | ,, | બાર યોજન પ્રમાણ |
| ચતુરિન્દ્રિયની | ,, | | એક યોજન પ્રમાણ |

આ પ્રમાણે ભવધારણીય શરીરના

[૨] લબ્ધિજન્ય ( જ ઉત્તરકાલીન ) શરીરની અવગાહના —

વૈક્રિયશરીર બનાવતી વખતે અર્થાત્ જઘન્ય વૈક્રિયશરીર તો અગુલના અસંખ્યાતમા ભાગ જેટલું જ હોય છે પણ પાછળથી જ્યારે વૈક્રિયશરીરની વિકુર્વણા કરવામા આવે છે ત્યારે તેની અવગાહના વધે છે તે વૈક્રિયશરીરની ઉત્કૃષ્ટ અવગાહના નીચે પ્રમાણે જાણવી:—

દેવોનું વૈક્રિયશરીર લાખ યોજન સુધી ઉત્કૃષ્ટ ધારી શકાય છે મનુષ્ય, વૈક્રિયશરીરને લાખ યોજનથી જરા વિશેષ વધારી શકે પણ ગર્ભજ તિર્યંચો વૈક્રિયશરીરને નવસો યોજનથી વધારે વધારી શકતા નથી

નારકો તો ઉત્તર વૈક્રિયશરીરને પોતપોતાના ભવધારણીય શરીરથી બમણું ઊંચુ બનાવી શકે છે

વાયુકાય પોતાના વૈક્રિય શરીરને ગમે તેટલું વધારે પણ તે અગુલના અસંખ્યાતમા ભાગથી વિશેષ વધારી શકતું નથી

આહારકશરીર પ્રારભમા અગુલના અસખ્યાતમા ભાગ જેટલુ અને પછી વધતું વધતું આખરે એક હાથથી થોડુંક ઓછુ જેટલુ રહે છે અર્થાત્ જઘન્ય મૂઢા હાથનું અને ઉત્કૃષ્ટ એક હાથનું થાય છે

જન્મોત્તરકાલીન-શરીર ધારણ રાખવાની કાળમર્યાદા —

નારક તથા વાયુકાય અન્તર્મુહૂર્ત સુધી તિર્યંચ તથા મનુષ્ય ચાર મુહૂર્ત સુધી અને દેવો ૧૫ દિવસ સુધી વધારેમાં વધારે પોતાના કૃત્રિમ શરીરને ધારી શકે છે

આહારક શરીર અન્તર્મુહૂર્તથી વધારે સમય સુધી ધારી શકાતું નથી

ભવધારણીય શરીરને ધારી રાખવાની કાળમર્યાદા અહીં એટલા માટે બતાવી નથી કે તે શરીરની કાળમર્યાદા આયુષ્યની બરાબર હોય છે અને આયુષ્યનું વર્ણન આગળ 'સ્થિતિ દ્વાર'માં કરવામા આવશે.

૩ જુ સહનન દ્વાર

પાચ પ્રકારના સ્થાવર જીવો ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક એ બધા પ્રકારના દેવો તથા નારકોમા એકેય પ્રકારનું સહનન-સઘયણ હોતું નથી કારણ કે તેઓના શરીરમા હાડકાઓ હોતાં નથી અને હાડકાઓ વિના સહનન-સઘયણ સભવી શકે જ નહિ

વિકલેન્દ્રિયોમાં હાડકાઓનું બન્ધન હોય છે પણ તે બહુ જ કમજોર અર્થાત્ ઢીલુ હોય છે એટલા માટે તેનામા કેવળ 'સેવાર્ત્ત' સહનન માનવામા આવ્યુ છે

ગર્ભજ તિર્યંચ અને ગર્ભજ મનુષ્યમા બધા પ્રકારના સહનનનો સભવ છે

સમૂર્ચ્છિમ મનુષ્યોમાં કેવળ સેવાર્ત્ત અને સમૂર્ચ્છિમ પચેન્દ્રિય તિર્યચોમાં સૈદ્ધાન્તિકમતથી કેવળ સેવાર્ત્ત સહનન માનવામાં આવ્યુ છે

૪ થુ સંસ્થાન દ્વાર

ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક એ બધા દેવોનું સંસ્થાન સમચતુરસ્ર જ હોય છે

ગર્ભજ મનુષ્યો તેમ જ તિર્યંચોમાં ૭ પ્રકારના સસ્થાનો હોય છે

વિકલેન્દ્રિય નારકો અને સમૂર્છિમ મનુષ્યો તથા તિર્યંચો અને સ્થાવર જીવોને કેવળ હુણ્ડસંસ્થાન જ હોય છે

૫ મુ કષાય દ્વાર

બધા દણ્ડકોમા બધા પ્રકારના કષાયો જોવામા આવે છે

૬ ઠ્ઠુ સજ્ઞા દ્વાર

બધા દણ્ડકોમાં બધી પ્રકારની સજ્ઞાઓ જોવામાં આવે છે

૭ મુ લેશ્યા દ્વાર

ગર્ભજ તિર્યંચ અને ગર્ભજ મનુષ્યમા બધી પ્રકારની લેશ્યાઓ હોય છે

સમૂર્ચ્છિમ મનુષ્ય તથા તિર્યંચ, નારકો, તેજ કાય વાયુકાય અને વિકલેન્દ્રિયમા કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા અને કપોતલેશ્યા એ ત્રણ લેશ્યાઓ હોય છે અને વૈમાનિક દેવોમા તેજોલેશ્યા, પદ્મલેશ્યા અને શુક્લ લેશ્યા એ ત્રણ લેશ્યાઓ હોય છે જ્યોતિષ્ક દેવોમા કેવળ તેજોલેશ્યા છે

ઉપરના દણ્ડકો સિવાયના બાકીના ચૌદ અર્થાત્ ભવનપતિ વ્યન્તર પૃથ્વીકાય, અપકાય અને વનસ્પતિકાયમા કૃષ્ણલેશ્યા, નીલ લેશ્યા કપોતલેશ્યા અને તેજોલેશ્યા એ ચાર લેશ્યાઓ છે

૮ મુ ઇન્દ્રિય દ્વાર

પાચ સ્થાવરોમા ઇન્દ્રિય કેવળ સ્પર્શેન્દ્રિયજ હોય છે દ્વીન્દ્રિયને સ્પર્શેન્દ્રિય અને રસનેન્દ્રિય ત્રીન્દ્રિયને ઉપરની ઇન્દ્રિયો અને વધારામા ઘ્રાણેન્દ્રિય ચતુરિન્દ્રિયને ઉપરની ત્રણ ઇન્દ્રિયો અને વધારામા ચક્ષુરિન્દ્રિય એમ ચાર ઇન્દ્રિયો હોય છે

ઉપરના આઠ દણ્ડકોની સિવાય બાકીના સોળ દણ્ડકોમા અર્થાત્ ભવનપતિ વ્યન્તર જ્યોતિષ્ક વૈમાનિક નારક ગર્ભજ મનુષ્ય તથા તિર્યંચોમા પાચેય ઇન્દ્રિયો હોય છે

૯ મુ સમુદ્ઘાત દ્વાર

ગર્ભજ મનુષ્યોમા સાતેય સમુદ્ઘાતોનો સભવ છે

ગર્ભજ તિર્યંચ અને દેવોમાં આહારક અને કેવલી સમુદ્ઘાત સિવાય બાકીના પાચ સમુદ્ઘાતો હોય છે કારણ કે આહારક અને કેવલી સમુદ્ઘાત એ બન્ને સયમી પુરુષોને જ હોય છે અને દેવો સયમ ગ્રહણ કરતા નથી એટલે તેઓમાં એ બન્ને સમુદ્ઘાતો હોતા નથી

નારક અને વાયુમા આહારક, તૈજસ અને કેવલી એ ત્રણ સમુદ્ઘાતો હોતા નથી બાકીના ચાર સમુદ્ઘાતો હોય છે

વિકલેન્દ્રિય અને ચાર સ્થાવર જીવો એ સાત દણ્ડકોમા વેદના કષાય અને મરણ એ ત્રણજ સમુદ્ઘાતો હોય છે, બાકીના હોતા નથી

૧૦ મુ સંજ્ઞિત્વ દ્વાર

પાચ સ્થાવર જીવોમા ત્રણ સંજ્ઞાઓમાંની એક પણ સંજ્ઞા હોતી નથી

વિકલેન્દ્રિય તથા સમૂર્ચ્છિમ મનુષ્ય તથા તિર્યંચમા કેવળ 'હેતુવાદોપદેશિકી સંજ્ઞા હોય છે

બધા દેવો, નારકો, ગર્ભજ તિર્યંચ તથા ગર્ભજ મનુષ્યમાં 'દીર્ઘકાલિકી સંજ્ઞા' હોય છે પરન્તુ કેટલાક દેવો, નારકો, મનુષ્યો તથા તિર્યંચોમાં એવા પણ હોય છે કે જેમનામા સમ્યક્ત્વ હોવાને લીધે દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞા' પણ હોય છે

૧૧ મુ વેદ દ્વાર

ગર્ભજ તિર્યંચ તથા મનુષ્યોમા સ્ત્રીવેદ, પુરુષવેદ અને નપુસક વેદ એ ત્રણેય વદ હોય છે

દેવોમાં સ્ત્રી અને પુરુષ એ બે જ વેદ હોય છે

પાચ સ્થાવરોમાં, વિકલેન્દ્રિયોમા, નારકોમાં તથા સમૂર્ચ્છિમ તિર્યંચ તથા સમૂર્ચ્છિમ મનુષ્યોમા નપુસક વેદ જ હોય છે

૧૨ મુ પર્યાપ્તિ દ્વાર

ભવનપતિ, વ્યન્તર જ્યોતિષ્ક અને વૈમાનિક એ બધા પ્રકારના દેવો, નારકો, ગર્ભજ મનુષ્ય અને ગર્ભજ તિર્યંચ એટલા દણ્ડકોમા છ પર્યાપ્તિઓ હોઈ શકે છે

પાચેય પ્રકારના સ્થાવરોમાં ભાષા અને મન એ બે પર્યાપ્તિઓ સિવાય બાકીની ચાર પર્યાપ્તિઓ હોઈ શકે છે

વિકલેન્દ્રિય અને સમૂર્ચ્છિમ મનુષ્ય તથા તિર્યંચમા મનની સિવાય બાકીની પાચ પર્યાપ્તિઓ હોઈ શકે છે

૧૩ મુ દૃષ્ટિ દ્વાર

પાચેય સ્થાવર જીવો કેવળ મિથ્યા દૃષ્ટિવાળા હોય છે

વિકલેન્દ્રિયોમા મિથ્યાદૃષ્ટિ તેમજ સમ્યગ્દૃષ્ટિ એ બન્ને દૃષ્ટિઓ હોય છે આ સૈદ્ધાન્તિક મત છે

ઉપરના આઠ દણ્ડકો સિવાયના બાકીના સોળ દણ્ડકોમાં અર્થાત્ નારક ભવનપતિ વ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક દેવો તથા ગર્ભજ મનુષ્ય તેમજ તિર્યંચમા મિથ્યાદષ્ટિ સમ્યગ્દષ્ટિ અને મિશ્રદષ્ટિ એ ત્રણેય દષ્ટિઓ હોય છે

સમૂર્ચ્છિમ તિર્યંચ તથા મનુષ્યમા કેવળ મિથ્યાદષ્ટિ હોય છે

૧૪ મુ દર્શન દ્વાર

પાચેય સ્થાવરો, દ્વીન્દ્રિય તથા ત્રીન્દ્રિય જીવોમા અચક્ષુર્દર્શન હોય છે ચતુરિન્દ્રિય જીવોમાં ચક્ષુ હોવાને લીધે ચક્ષુર્દર્શન પણ હોય છે

ગર્ભજ મનુષ્યમા ચારેય દર્શનો હોય છે

ઉપરના નવ દણ્ડકો સિવાયના બાકીના પદર દણ્ડકોમા એટલે નારક ભવનપતિઓ વ્યન્તર જ્યોતિષ્ક વૈમાનિક અને ગર્ભજ તિર્યંચમા કેવળદર્શન હોતુ નથી, બાકીનાં ત્રણ દર્શનો હોય છે

સમૂર્ચ્છિમ મનુષ્ય તથા તિર્યંચમા ચક્ષુ અને અચક્ષુ એ બે જ દર્શનો હોય છે

૧૫ મુ જ્ઞાન–અજ્ઞાન દ્વાર

ભવનપતિ વ્યન્તર, જ્યોતિષ્ક વૈમાનિક એ બધા પ્રકારના દેવો નારક અને ગર્ભજ તિર્યંચમા મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન એ ત્રણ જ્ઞાન અને એ ત્રણેય અજ્ઞાનો હોય છે

સમૂર્ચ્છિમ મનુષ્ય તથા તિર્યંચમાં તેમજ સ્થાવરોમા મતિ–શ્રુત એ બે અજ્ઞાનો હોય છે

વિકલેન્દ્રિયોમા મતિ–શ્રુત અજ્ઞાન હોય છે અને જ્ઞાન પણ હોય છે

મનુષ્યમા પાચેય જ્ઞાનો અને ત્રણેય અજ્ઞાનો હોય છે

૧૬ મુ યોગદ્વાર

બધા પ્રકારના દેવોમા તથા નારકોમા આહારક આહારકમિશ્ર, ઔદારિક અને ઔદારિકમિશ્ર એ ચાર યોગની સિવાય બાકીના અગ્યાર યોગો હોય છે

ગર્ભજ મનુષ્યમા પદરેય પ્રકારના યોગો હોય છે

ગર્ભજ તિર્યંચમા આહારક અને આહારકમિશ્ર એ બે યોગો સિવાય બાકીના તેર યોગો હોય છે

વિકલેન્દ્રિય તથા સમૂર્ચ્છિમ મનુષ્ય તથા તિર્યંચમા ઔદારિક, ઔદારિકમિશ્ર કાર્મણ અને અસત્યામૃષા વચન, એ ચાર જ યોગો હોય છે

વાયુમા ઔદારિક, ઔદારિકમિશ્ર, કાર્મણ, વૈક્રિય અને વૈક્રિયમિશ્ર એ પાચ યોગો હોય છે

વાયુ સિવાયના બાકીના ચાર સ્થાવરોમા ઔદારિક ઔદારિકમિશ્ર અને કાર્મણ એ ત્રણ યોગો હોય છે

૧૭ મુ ઉપયોગ દ્વાર

દર્શન, જ્ઞાન અને અજ્ઞાન એ ત્રણનો સમાવેશ ઉપયોગમા થાય છે દર્શન જ્ઞાન અને અજ્ઞાન વિષે ઉપર જુદેજુદે ઠેકાણે વિચાર કરવામા આવ્યો છે એટલા માટે ઉપયોગના સંબંધમા એટલું જ જાણવુ જોઈએ કે જે જે દણ્ડકમા જેટના જેટલા દર્શન, જ્ઞાન અને અજ્ઞાન બતાવવામાં આવ્યાં છે તે બધાની જોડ કરી તે તે દણ્ડકમાં ઉપયોગની સંખ્યા કાઢી લેવી જોઈએ

૧૮ મુ આહાર દ્વાર

શરીર રહિત સિદ્ધજીવો તો બધા અનાહારક જ છે પણ શરીરધારી જીવોમાં પણ વિગ્રહગતિવાળા જીવો જે ચૌદમા ગુણસ્થાનમા અને કેવળી સમુદ્ઘાતના ત્રીજા, ચોથા અને પાચમા સમયમાં વર્તમાન હોય છે તે બધા જીવો પણ અનાહારક હોય છે

આ જીવો સિવાય ચોવીશ દણ્ડકના બધા જીવો આહારક અર્થાત્ પ્રતિસમય ઓજ રોમ અને કવળ એ ત્રણ પ્રકારના આહારોમાથી કોઈ પ્રકારનો આહાર લેજ છે

૨૮ મુ ઉપપાત દ્વાર

ગર્ભજ તથા સમૂર્ચ્છિમ તિર્યંચ, વિકલેન્દ્રિય નારક અને દેવો એટલા દણ્ડકોમા સમય સમય પર જન્મ લેનારાઓની સખ્યા, સખ્યાત તેમજ અસખ્યાત હોય છે પણ અનન્ત સખ્યા હોતી નથી કારણ કે આ દણ્ડકોમા જીવોની કુલ સખ્યા અસખ્યાત જ હોય છે

પ્રત્યેક સમયે જન્મ લેનારા ગર્ભજ મનુષ્યોની સખ્યા તો સખ્ય જ હોય છે કારણ કે તેની કુલ સખ્યા જ સખ્યાત હોય છે

વનસ્પતિકાયમા પ્રત્યેક સમયે પેદા થનારા જીવો અનન્ત હોય છે કારણ કે તેમાં સાધારણ વનસ્પતિકાયનો પણ સમાવેશ થાય છે જે એક સાથે અનન્ત સખ્યામાં જ પેદા થયા કરે છે

વનસ્પતિકાયની સિવાયના બાકીના ચાર સ્થાવરોમા પ્રત્યેક સમયે પેદા થનારા જીવોની સખ્યા અસખ્યાતથી વધારે કે ઓછી હોતી નથી સમયે સમયે જન્મ લનારા સમૂર્ચ્છિમ મનુષ્યો પણ અસખ્યાત જ હોય છે

૨૭ મુ સ્થિતિ (આયુ) દ્વાર

આયુ (સ્થિતિ) ના જઘન્ય (ઓછામા ઓછુ) અને ઉત્કૃષ્ટ (વધારેમા વધારે) એવા બે વિભાગો છે —

(૧) જઘન્ય આયુ —

1 પાચ સ્થાવર, ત્રણ વિકલેન્દ્રિય ગર્ભજ મનુષ્ય અને ગર્ભજ તથા સમૂર્ચ્છિમ તિર્યંચ આ દશ દણ્ડકોમાના જીવો ઓછામા ઓછા અન્તર્મુહૂર્ત સુધી અવશ્ય જીવે છે

દશ ભવનપતિઓ, વ્યન્તર અને નારકો એ ઓછામાં ઓછા દશ હજાર વર્ષ સુધી જીવે છે

જ્યોતિષ્ક દેવો ઓછામાં ઓછા એક પલ્યોપમના આઠમા ભાગ પ્રમાણુ અને વૈમાનિક એક પલ્યોપમપ્રમાણુ અવશ્ય જીવે છે

સમૂર્ચ્છિમ મનુષ્ય જઘન્ય તથા ઉત્કૃષ્ટ અન્તર્મૂહૂર્ત સુધી જ જીવે છે

(૨) ઉત્કૃષ્ટ આયુ —

| | | | |
|---|---|---|---|
| પૃથ્વીકાય—બાવીશ હજાર | વર્ષ સુધી | ઉત્કૃષ્ટ | જીવે છે |
| અપ્કાય—સાત | ,, | ,, | ,, |
| અગ્નિકાય—ત્રણુ દિવસ સુધી | | ,, | ,, |
| વાયુકાય—ત્રણુ હજાર | વર્ષ સુધી | , | ,, |
| વનસ્પતિકાય—દશ હજાર | ,, | ,, | ,, |
| દ્વીન્દ્રિય—બાર વર્ષ સુધી | | ,, | , |
| ત્રીન્દ્રિય—ઓગણુપચાસ દિવસ સુધી | | ,, | ,, |
| ચતુરિન્દ્રિય—છ મહિના સુધી | | ,, | , |
| અસંની તિર્યંચ પચેન્દ્રિય—કરોડ પૂર્વ સુધી | | ,, | ,, |
| ગર્ભજ મનુષ્ય તથા ગર્ભજ તિર્યંચ ત્રણુ પલ્યોપમ સુધી | | , | , |
| અસુરકુમાર ભવનપતિ—સાગરોપમથી થોડા વધારે વર્ષ સુધી | | | , |
| બાકીના નવ ભવનપતિઓ—બે પલ્યોપમથી થોડાક ઓછા વર્ષ સુધી | | ,, | ,, |
| વ્યન્તર દેવો—એક પલ્યોપમ વર્ષ સુધી | | ,, | ,, |
| જ્યોતિષ્ક દેવો—એક લાખ વર્ષ એક પલ્યોપમ વર્ષ સુધી | | ,, | , |
| વૈમાનિક દેવો અને નારકો—તેત્રીસ સાગરોપમ વર્ષ સુધી | | ,, | ,, |

# ધર્મબોધ

૧ "જીવિત કોઈ પણ ઉપાયે જરા, વ્યાધિ અને મૃત્યુથી રહિત થઈ શકતુ નથી માટે કલ્યાણને ઇચ્છનારા મનુષ્યે જરા પણ પ્રમાદ ન કરવો જરાથી ઘેરાયેલાનું રક્ષણ નથી એમ જાણવું પ્રમત્ત, અસયમશીલ અને હિસક લોકો કેવી રીતે રક્ષણ મેળવી શકે ?

૨ "જે માણસો દુર્બુદ્ધિથી પાપકર્મ કરીને ધન પેદા કરે છે તેઓ વૈરયુક્ત થઇને નરકને માર્ગે જાય છે

૩ "ચોર જેમ પોતે જ કરેલા સધિમૂળમા પકડાઈ જાય છે તેમ પાપકારી મનુષ્ય પોતે કરેલ કર્મોમા જ બધાય છે આ લોકમા અને પરલોકમા સમસ્ત પ્રજા પાપ કરીને પીડાય છે કારણ કે કરેલા કર્મોને ભોગવ્યા સિવાય છૂટકો નથી

૪ "પોતાને માટે ક પરને માટે જે માણસ પાપકર્મો કરે છે તેના ફળ તેને એકલાને જ ભોગવવા પડે છે તે વખતે બધુઓ બધુતા દાખવી શકતા નથી

૫ "મોહવશ થયેલો પ્રાણી, જોયેલી ખરી વસ્તુને પણ અવગણી ધનાદિમા આસક્ત થાય છે પરતુ તે પ્રમત્ત માણસ પાપકર્મના ફળોમાથી ધનાદિ વડે બચી શકતો નથી

૬ "સૂતેલાઓની વચ્ચે પણ જાગતા રહેવું આશુપ્રજ્ઞ પડિતે સૂતેલાઓનો વિશ્વાસ ન કરવો કાળ નિર્દય છે અને શરીર અબળ છે માટે અપ્રમત્ત રહીને સદાચરણ કરવુ

૭ બંધનવાળા સ્થાનમા સાવચેતીથી રહેવુ સંયમનો લાભ થતો હોય ત્યા સુધી જ જીવિતને પોષવુ જ્યારે તે અસંયમનુ કારણ થાય ત્યારે તેનો નાશ કરવો

૮ "સારી રીતે કેળવેલો તેમજ બખ્તરવાળો ઘોડો જેમ રણક્ષેત્રમા પાછો હઠતો નથી તેમ સ્વચ્છંદ રોકનારો મનુષ્ય જ નિર્વાણમાર્ગથી પાછો હઠતો નથી

૯ "'પહેલા નહિ સધાયુ તો પછી સધાશે' એવી શાશ્વતવાદી કલ્પના કરે છે પણ જ્યારે આયુષ્ય શિથિલ થઈ જાય છે, શરીર તૂટવા માંડે છે અને મોત નજીક આવે જ ત્યારે તે ખિન્ન થાય છે

૧૦ "કોઈ સહેજમા વિવેકને પામી શકતુ નથી માટે જાગ્રત થાઓ! કામનાઓ છોડી દો! તથા સંસારનુ સ્વરૂપ સમજી, સમભાવ કેળવી, અસંયમથી આત્માનુ રક્ષણ કરતા અપ્રમત્તપણે વિચરો

૧૧ "મોહ જીતવા પ્રયત્ન કરનારને વચ્ચે વચ્ચે ઘણા પાશો આવે છે માટે તેમા ન ફસાતા સાવધાનતાથી અદ્વેષભાવે પ્રવૃત્તિ કરવી

૧૨ "લલચાવનારા તે પાશો તરફ મનને જતુ રોકવું, ક્રોધને અંકુશમા રાખવો, માન દૂર કરવુ, માયાનુ સેવન ન કરવુ અને લોભનો ત્યાગ કરવો"

— શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર અધ્યયન ૪ થુ



# નવા પ્રકાશનો



ભગવાન મહાવીરની ધર્મ-કથાઓ — કીમત એક રૂપિયો
ભગવાન મહાવીરના દશ ઉપાસકો — કીમત આઠ આના

અનુવાદક

પંડિત બેચરદાસજી

[ ઉપરના બન્ને જૈન આગમગ્રન્થોના અનુવાદોમાં જીવન રહસ્યના પારગામી શ્રમણ ભગવાન મહાવીરે આખી મનુષ્યજાતિ માટે આપેલા ધર્માનુભવનો નિચોડ છે કાકા કાલેલકરની દૃષ્ટિ અને બોધ ' નામની વિચારણીય પ્રસ્તાવના ઉપરાંત ગ્રંથને અંતે ટિપ્પણો તેમજ કઠીન શબ્દોનો કોશ પણ આપવામાં આવેલ છે ]

◆ ◆ ◆ ◆ ◆

જૈનદૃષ્ટિએ બ્રહ્મચર્યવિચાર — કીમત પાંચ આના

લેખકો

પંડિત સુખલાલજી તથા પંડિત બેચરદાસજી

[ પૂ૦ મહાત્માજીના કહેવાથી બ્રહ્મચર્ય જેવા ગહન વિષય ઉપર બન્ને પંડિતોએ ખૂબ સરસ અને વિચારપૂર્ણ લેખન કર્યું છે સાથે કાકા કાલેલકરે 'અમૃત ધર્મ ' નામનો સુંદર આમુખ લખી આપેલ છે ]

◆ ◆ ◆ ◆ ◆

વિદ્યાર્થીઓ અને યુવકોને (દ્વિતીય આવૃત્તિ) — કીમત ચાર આના

સંયોજક

શાન્તિલાલ વનમાળી શેઠ

[ પ્રસ્તુત પુસ્તકના વિદ્યાર્થીઓ અને યુવકોને જીવનમાં ઉપયોગી થઇ પડે તેવા બ્રહ્મચર્ય વિષયક વિષયોનું સંયોજન કરવામાં આવ્યું છે ]

પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ